# મજમૂદાર મણિશંકર જટાશંકર કિકાણી ગ્રંથમાળાનો
## પરિચય

**સૌરાષ્ટ્રના** તત્ત્વજ્ઞાની મજમૂદાર મણિશંકર જટાશંકર કિકાણીની યાદગીરી કાયમ રાખવા સારુ જૂનાગઢમાં એક સ્મારક ફંડ કરવામાં આવ્યું હતું. એ ફંડમાં ભરાયલા રૂ. ૨૦૦૦) ગુજરાત વિદ્યાસભાના ટ્રસ્ટમાં સન ૧૮૮૬ ની સાલમાં એ ફંડના સેક્રેટરીઓએ સોંપ્યા હતા. —તેની સાડાત્રણ ટકાની સરકારી પ્રોમિસરી નોટો સોસાયટીએ લીધેલી છે. એના વ્યાજમાંથી ન્યાય, મીમાંસા, વેદાંત વગેરે સંસ્કૃત પુસ્તકો ઉપરથી ભાષાન્તર રૂપે અથવા અસલ ગ્રંથો, તેમજ અંગ્રેજી પુસ્તકો ઉપરથી ન્યાય ( લોજિક ), અર્થશાસ્ત્ર, રસાયનશાસ્ત્ર, ખગોળ વગેરે વિષયો ઉપર પુસ્તકો લખાવાનો ઉદ્દેશ છે, એ અન્વયે આજ સુધીમાં સદરહુ ફંડ ખાતેથી પારિતોષિક આપીને નીચેનાં પુસ્તકો રચાવી, " મજમૂદાર મણિશંકર જટાશંકર કિકાણી ગ્રંથમાળા " તરીકે ગુજરાત વિદ્યાસભાએ છપાવી પ્રસિદ્ધ કર્યાં છે :

| ગ્રંથ | લેખક | કિંમત |
|---|---|---|
| (૧) દર્શનશાસ્ત્ર સંબંધી ચર્ચા | નારાયણ હેમચન્દ્ર | ૦–૩–૦ |
| (૨) પાતંજલ યોગદર્શન | જેકિશનભાઈ જેઠાભાઈ કણીઆ | ૧–૦–૦ |
| (૩) શ્રીબ્રહ્મસૂત્ર શાંકરભાષ્યાનુવાદ (પ્રથમ ભાગ) | રા. બ. કમળાશંકર પ્રા. ત્રિવેદી | ૫–૦–૦ |
| (૪) ,, (દ્વિતીય ભાગ) | ,, ,, | ૫–૦–૦ |
| (૫) યુરોપમાં બુદ્ધિ સ્વાતંત્ર્ય | | |
| (૬) એરિસ્ટોટલનું નીતિશાસ્ત્ર | મણિશંકર રતનજી ભટ્ટ | ૦-૧૨-૦ |
| (૭) અખાકૃત કાવ્યો ભા. ૧ | દી.બ. નર્મદાશંકર દેવશંકર મહેતા | ૧–૦–૦ |
| (૮) દાર્શનિક કોશ ભા. ૧ | શ્રી. છોટાલાલ નરભેરામ ભટ્ટ | ૧–૦–૦ |
| (૯) ,, ,, ભા. ૨ | ,, ,, | ૧–૦–૦ |
| (૧૦) ભારત બહાર વિસ્તરેલી ભારતીય સંસ્કૃતિ–ઇન્ડોનેશિયામાં | ડૉ. હરિપ્રસાદ ગં. શાસ્ત્રી | ૨–૦–૦ |

અમદાવાદ.
તા. ૧૧–૧૧–'૫૭.

જેઠાલાલ જીવણલાલ ગાંધી
સહાયકમંત્રી : ગુજરાત વિદ્યાસભા.

સુધારાવધારા કર્યા છે. સંસ્કૃત ભાષાની અસરને લગતું છેલ્લું પ્રકરણ નવેસર ઉમેરાયું છે.

ઇન્ડોનેશિયામાં વ્યાપેલી ભારતીય સંસ્કૃતિને લગતું આ પુસ્તક 'ભારત બહાર વિસ્તરેલી ભારતીય સંસ્કૃતિ'ની ગ્રંથમાલાના અંગ તરીકે પ્રયોજાયું છે ને એ ગ્રંથમાલામાં હિંદીચીન, સિલોન, ચીન, મધ્ય એશિયા વગેરે અન્ય દેશોમાં વ્યાપેલી ભારતીય સંસ્કૃતિને લગતાં પુસ્તકોનો સમાવેશ કરવાનું અભિપ્રેત છે.

ભારત જ્યારે આસપાસના એશિયાના દેશો સાથે ગાઢ સાંસ્કૃતિક સંબંધ સાધી રહ્યું છે ત્યારે ભારતીય સંસ્કૃતિના આ પ્રાચીન વિસ્તારને લગતી માહિતી રસપ્રદ તેમજ ઉપયોગી જણાશે.

૧૮-૮-૧૯૫૭ હરિપ્રસાદ શાસ્ત્રી

ફલક ૨




ઇન્ડોનેશિયાનું રાષ્ટ્રપ્રતીક

ફલક ૩



બરબુદુરના ઉપલા મજલા

ફલક ૪



સીતાની મુલાકાતે હનુમાન (લારા જોંગરંગ)



અગસ્ત્ય (ચંડી બનોન)
૫

ફલક ૬



પ્રજ્ઞાપારમિતા ( સિંઘસારી )

ફલક ૭



ગરુડારૂઢ વિષ્ણુ (બેલહન)

# ખંડ ૧ : પરિચય

## ૧. અર્વાચીન ઇન્ડોનેશિયા

હાલ જેને 'ઇન્ડોનેશિયા' કહે છે તે અગ્નિ એશિયામાં આવેલો એક મહત્ત્વનો દેશ છે. ભારતની પૂર્વે બ્રહ્મદેશ આવેલો છે ને એની દક્ષિણે મલાયા દ્વીપકલ્પ છે, જેને દક્ષિણ છેડે સિંગાપુરના ટાપુનો સમાવેશ થાય છે. મલાયા એ એશિયાખંડની મુખ્ય તળભૂમિનો દક્ષિણ-પૂર્વ છેડો છે. આ દ્વીપકલ્પની પાર મહાસાગરમાં એક મોટો દ્વીપસમૂહ આવેલો છે. હિંદી મહાસાગરમાં મલાયા દ્વીપકલ્પની પાસે આવેલા આ દ્વીપસમૂહને 'હિંદી દ્વીપસમૂહ' કે 'મલાયા દ્વીપસમૂહ' કહે છે. આ દ્વીપસમૂહ એશિયાખંડના અગ્નિખૂણાનો અંતિમ મુલક છે. પશ્ચિમની દૃષ્ટિએ પડેલી ભૌગોલિક પરિભાષામાં એની ગણતરી 'દૂર પૂર્વ'માં થાય છે. હિંદની નજીકમાં આવેલા આ ટાપુઓને પશ્ચિમના લોકોએ 'ઇન્ડીઝ' નામ આપ્યું હતું. મધ્ય અમેરિકાની બાજુમાં આવેલા 'વેસ્ટ ઇન્ડીઝ' સાથે ગોટાળો ન થાય તે માટે, પૂર્વમાં આવેલા આ 'ઇન્ડીઝ'ને 'ઇસ્ટ ઇન્ડીઝ' કહે છે. આ દ્વીપસમૂહના અનેક દ્વીપોનું જે નૂતન સ્વતન્ત્ર રાજ્ય રચપાયું છે તેને 'ઇન્ડોનેશિયા' કહે છે, જેનો અર્થ 'હિંદી ટાપુઓ કે ભારતીય દ્વીપો' થાય છે.

હવે આ દ્વીપસમૂહના ટાપુઓનું વિગતવાર અવલોકન કરીએ (ફલક ૧). બંગાળના ઉપસાગરમાં આંદામાનની દક્ષિણે આવેલા નિકોબારના મોટા ટાપુથી અગ્નિ દિશામાં ને મલાયા દ્વીપકલ્પથી નૈર્ઋત્ય દિશામાં સુમાત્રાનો મોટો ટાપુ આવેલો છે. આ ટાપુ મહાસાગરમાં વાયવ્ય-અગ્નિ અન્તરયામાં રહેલો છે. એનો વાયવ્ય છેડો નિકોબારની અગ્નિએ માત્ર પચાસેક માઈલના અંતરે આવેલો છે. એનો મધ્ય ભાગ મલાયા દ્વીપકલ્પને દક્ષિણ છેડે આવેલા સિંગાપુરના ટાપુની નૈર્ઋત્યે છેક નજીકમાં આવેલો છે. વિષુવવૃત્તની રેખા તેમજ ૧૦૦° પૂર્વ રેખાંશની રેખા લગભગ એના

મધ્યભાગમાંથી પસાર થાય છે. આકારમાં આ ટાપુ લાંબો અને સાંકડો છે. મુખ્ય ટાપુની આસપાસ નાના નાના સંખ્યાબંધ ટાપુઓ આવેલા છે. એમાં સહુથી મોટો ટાપુ બંકા છે. બંકાની પૂર્વે બિલ્લિતોનનો ટાપુ ને ઉત્તરે રિયો દ્વીપસમૂહ પણ નોંધપાત્ર છે. આ ટાપુઓ સુમાત્રાની પૂર્વમાં આવેલા છે. સુમાત્રાના દક્ષિણ-પૂર્વ છેડાની પૂર્વે ટાપુઓની એક સીધી પશ્ચિમ-પૂર્વ હરોળ શરૂ થાય છે. આ હરોળમાં સહુથી પહેલાં જાવા આવે છે. પશ્ચિમ-જાવાના પ્રદેશને 'સુંદ' કહે છે; તે પરથી એની બાજુમાં આવેલી સુમાત્રા-જાવા વચ્ચેની સામુદ્રધુનીને 'સુંદ સામુદ્રધુની' કહે છે. સુમાત્રાની જેમ જાવાનો આકાર પણ લાંબો અને સાંકડો છે. કદમાં એ સુમાત્રા ત્રીજા ભાગ કરતાં ય કંઈક નાનો છે. જાવાની ઉત્તરે આવેલા સમુદ્રને 'જાવા સમુદ્ર' કહે છે. આ સમુદ્રમાં પૂર્વ જાવાના ઉત્તર કિનારાની નજીકમાં મદુરા નામે નાનો ટાપુ આવેલો છે. જાવાની પૂર્વે સીધી હરોળમાં અનુક્રમે બાલી, લોંબોક અને સુંબાવા નામે નાના ટાપુઓ આવેલા છે. સુંબાવાની પૂર્વે બેત્રણ છેક નાના ટાપુઓ મૂકીને ફ્લોરીસ નામે જરા મોટો ટાપુ આવેલો છે, આકારમાં એ જાવાની જેમ લાંબો અને સાંકડો છે. એની ઉત્તરે આવેલા સમુદ્રને 'ફ્લોરીસ સમુદ્ર' કહે છે. ફ્લોરીસની પૂર્વે કેટલાક નાના નાના ટાપુઓ આવેલા છે; જાવાથી શરૂ થતી ટાપુઓની સીધી હરોળ અહીં પૂરી થાય છે. ફ્લોરીસની દક્ષિણ-પશ્ચિમે સુંબ (ચંદન) નામે નાનો ટાપુ છે ને દક્ષિણ-પૂર્વે તિમોર નામે મોટો ટાપુ છે. તિમોરની દક્ષિણ-પૂર્વે થોડે અંતરે ઑસ્ટ્રેલિયા ખંડ શરૂ થાય છે. આ બધા ટાપુઓ વિષુવવૃત્તની દક્ષિણે આવેલા છે.

જાવા-તિમોરની આ હરોળની ઉત્તરે ટાપુઓની એક બીજી પશ્ચિમ-પૂર્વ હરોળ આવેલી છે. એની શરૂઆત બોર્નિયો ટાપુથી થાય છે; હવે એને 'કાલિમંતાન' કહે છે. આ ટાપુ મધ્ય સુમાત્રાની પૂર્વે અને પૂર્વ જાવાની ઉત્તરે આવેલો છે. અગાઉ ગણાવેલા બધા ટાપુઓમાં સહુથી મોટા એવા સુમાત્રા ટાપુ કરતાં આ ટાપુ સાતઆઠ ગણો

મોટો છે. એના કિનારા પાસે ચોપાસ નાના સંખ્યાબંધ ટાપુઓ નજરે પડે છે. બોર્નિયોની પૂર્વે **સિલીબીસ** નામે ટાપુ છે. એનો આકાર ઘણો વિચિત્ર છે. એની ઉત્તરે આવેલા સમુદ્રને 'સિલીબીસ સમુદ્ર' કહે છે. સુંદની આસપાસ આવેલા ટાપુઓને સુંદ ટાપુઓ કહે છે. એમાં બોર્નિયો, સિલીબીસ, સુમાત્રા-બંકા-બિલ્લતોન અને જાવા-મદુરા 'મોટા સુંદ ટાપુઓ' ગણાય છે; ને બાલી, લોમ્બોક, સુંબાવા, ફ્લોરીસ, સુંદ અને તિમોર 'નાના સુંદ ટાપુઓ' ગણાય છે.

સિલીબીસની પૂર્વે નાના ટાપુઓનો એક સમૂહ આવેલો છે. આ ટાપુઓને **મોલુક્કા ટાપુઓ** કહે છે. એની પૂર્વે **ન્યૂ ગીની** નામે મોટો ટાપુ આવેલો છે. આ ટાપુ પૂર્વ-પશ્ચિમ લાંબો છે ને એનો પૂર્વ છેડો દક્ષિણ તરફ વળેલો છે. આખો ટાપુ વિષુવવૃત્તની દક્ષિણે આવેલો છે. કદની દૃષ્ટિએ એની ગણના ઇન્ડોનેશિયાના સહુથી મોટા ટાપુઓમાં થાય છે. ઑસ્ટ્રેલિયા ખંડનો ઉત્તર-પૂર્વનો છેડો આ ટાપુના દક્ષિણ છેડેથી માત્ર એંશી માઈલ જેટલો જ દૂર છે. બોર્નિયોથી શરૂ થતી દ્વીપમાળા અહીં પૂરી થાય છે.

આ દ્વીપમાળાની ઉત્તરે એક મોટો દ્વીપસમૂહ આવેલો છે, જેને **ફિલિપ્પાઇન ટાપુઓ** કહે છે. એનો મુખ્ય ભાગ સિલીબીસની ઉત્તરે અને હિંદીચીનની પૂર્વે આવેલો છે. સુંદ ટાપુઓ, મોલુક્કા ટાપુઓ, ન્યૂ ગીની અને ફિલિપ્પાઇન ટાપુઓના આ સમસ્ત મુલકને હિંદી (કે મલાયા) દ્વીપસમૂહ અથવા ઈસ્ટ ઇન્ડીઝ કહે છે.

ઈસ્ટ ઇન્ડીઝના ઘણા મોટા ભાગ પર લગભગ સાડાત્રણસો વર્ષથી ડચ સરકારની હકૂમત ચાલતી હતી. ૧૯૦૮ થી ત્યાંની પ્રજાએ સ્વાતંત્ર્યની લડત ઉપાડી. બીજા વિશ્વયુદ્ધ વખતે જાપાને ડચ ઈસ્ટ ઇન્ડીઝ પર ચડાઈ કરી ને સાડાત્રણ વર્ષ પછી શરણે થતાં ત્યાં જેવી જાપાનની હકૂમત ઉઠાવી લેવામાં આવી કે તરત જ ત્યાંના આગેવાનોએ સ્વાતંત્ર્યની જાહેરાત કરી. ૧૯૪૫ની ૧૭મી ઑગસ્ટનો આ દિવસ આઝાદ ઇન્ડો-

નેશિયાનો ખાસ યાદગાર દિવસ ગણાય છે. પરંતુ ઇન્ડોનેશિયાની પ્રજાની આ જાહેરાતને ડચ સરકારે છેક ૧૯૪૯માં માન્ય રાખીને સત્તાની સોંપણી ૧૯૪૯ની ૨૭મી ડિસેમ્બરે કરી વળી આ દરમ્યાન ડચ સરકારે ભાગલા પાડવાની નીતિથી ઇન્ડોનેશિયાના પ્રજાતંત્ર તરીકે એના અમુક જ મુલકને માન્ય રાખી એનાથી અલગ ગણાય એવાં બીજાં પંદર રાજ્ય જુદાં પાડ્યાં હતાં ને એમની હકૂમત નીચેના એક મુલકનું ભાવિ અનિશ્ચિત રાખ્યું હતું. આ અનુસાર આઝાદ ઇન્ડોનેશિયાનું રાષ્ટ્ર સોળ અલગ અલગ રાજ્યોના સમુદાયનું બનેલું હતું ને એને રીપબ્લિક ઓફ ધ યુનાઇટેડ સ્ટેટ્સ ઓફ ઇન્ડોનેશિયા (R. U. S. I.) કહેતા. પરંતુ આઝાદ થયા પછી આ દેશની પ્રજાએ એ કૃત્રિમ એકમોનું વિલીનીકરણ કરીને એની જગ્યાએ એક અખંડ પ્રજાતંત્રનું સયોજન કર્યું છે. આથી આ રાષ્ટ્રને હવે માત્ર 'ઇન્ડોનેશિયાનું પ્રજાતંત્ર' (Republic of Indonesia) કહે છે.

આઝાદ ઇન્ડોનેશિયાનું પાટનગર જાકાર્તા (જેને ડચ હકૂમત દરમ્યાન બટેવિયા કહેતા) પશ્ચિમ જાવાને ઉત્તર કિનારે આવેલું છે. ઇન્ડોનેશિયાનો રાષ્ટ્રધ્વજ દ્વિરંગી છે ને એમાં ઉપરનો પટ્ટો લાલ રંગનો અને નીચેનો પટ્ટો સફેદ રંગનો હોય છે. 'ઇન્ડોનેશિયા રાયા' એ ઇન્ડોનેશિયાનું રાષ્ટ્રગીત ગણાય છે. ઇન્ડોનેશિયાનું રાષ્ટ્રપ્રતીક (ફલક ૨) ઘણી સૂચક રીતે યોજવામાં આવ્યું છે. જેમ હિંદના રાષ્ટ્રપ્રતીકમાં અશોકસ્તંભનું સિંહશિખર છે ને એની નીચે सत्यमेव जयते નું સૂત્ર છે તેમ ઇન્ડોનેશિયાના રાષ્ટ્રપ્રતીકમાં મુખ્ય આકૃતિ વિહંગરાજ ગરુડની પસંદ કરવામાં આવી છે ને એના પગના પંજામાં Bhinneka Tunggal Ika (ભિન્નતા મહીં એકતા) ના સૂત્રનું ફલક ગોઠવવામાં આવ્યું છે. ગરુડની ચાંચ ડાબી બાજુ વાળેલી છે ને એની કોટમાં હૃદયના ઘાટની સાંકળીવાળી ઢાલ (શીલ્ડ) લટકાવવામાં આવી છે. ગરુડની બંને પાંખ પ્રસરેલી છે ને એ દરેક પાંખમાં ૧૭ પીંછાં છે. એની પૂંછડીનાં ૮ પીંછાં છે. ઢાલ પર ૫ ખાનાં પાડવામાં આવ્યાં છે. આ ત્રણ

આંકડા પરથી **૧૭–૮–૧૯૪૫** નો યાદગાર દિવસ સૂચિત થાય છે. ઢાલનાં પાંચ ખાનાંમાં આ રાષ્ટ્રના પંચશીલ–૩૫ ગણાતા પાંચ આદર્શનાં પ્રતીક આલેખવામાં આવ્યાં છે: ૧. તારો (ઈશ્વરશ્રદ્ધા). ૨. મહિષ (પ્રજાની સ્વાયત્ત સત્તા), ૩. વટવૃક્ષ (રાષ્ટ્રિયતા), ૪. ડાંગર ને કપાસ (અન્નવસ્ત્ર—સામાજિક ન્યાય) અને ૫. સાંકળી (માનવતા તથા સમાનતા).

ઇન્ડોનેશિયાના આ નૂતન રાષ્ટ્રમાં ડચ સરકારની હકૂમત નીચેના લગભગ બધા મુલકોનો સમાવેશ થાય છે. પરંતુ ફિલિપ્પાઇન ટાપુઓ પહેલેથી આ સમૂહથી અલગ રહ્યા છે. વળી બોર્નિયો ટાપુનો ઉત્તર અને ઉત્તર–પશ્ચિમ પ્રદેશ પણ ડચ હકૂમતના સમયથી અલગ રહેલો છે. એવી રીતે ન્યૂ ગીનીનો પૂર્વ ભાગ તેમજ તિમોરનો પૂર્વ ભાગ પણ ઇન્ડોનેશિયાની હકૂમત બહાર ગણાય છે. ન્યૂ ગીનીનો પશ્ચિમ ભાગ (જેને ઇન્ડોનેશિયાના લોકો ઇરિયાન કહે છે તે) ડચ સરકારની જ હકૂમત નીચે હતો, છતાં ડચ સરકારે ઇન્ડોનેશિયાનો મુખ્ય મુલક સોંપતી વખતે ઝગડાનું નિમિત્ત કાઢી એની સોંપણીનો પ્રશ્ન ખોળંભે પાડ્યો છે. ભવિષ્યમાં આ બધા મુલક ઇન્ડોનેશિયાના પ્રજાતંત્રમાં ભળે, તો સમસ્ત ઇન્ડોનેશિયા એક રાજતંત્ર નીચે આવે.

# ૨. પ્રાચીન સુવર્ણદ્વીપ

ઇન્ડોનેશિયાના આ ટાપુઓ હિંદની પ્રજાને ઘણા પ્રાચીન સમયથી પરિચિત હતા. વંગ, કલિંગ, ચોલ, અપરાન્ત અને લાટ દેશના સાહસિક વેપારીઓ આ દૂર દેશાવર સાથે વેપાર ચલાવતા, એટલું જ નહિ, આ દેશના કેટલાક લોકો ત્યાં વસવાટ કરી ત્યાંના બની જતા. ગુજરાતના વેપારીઓ તો છેક મધ્ય યુગમાંય ઇન્ડોનેશિયા સાથે વેપાર ચલાવતા. આ વેપારીઓ સિલોન થઈને ઇન્ડોનેશિયા જતા. ગુજરાત-સૌરાષ્ટ્રની પ્રજાને સિલોન સાથે તો લાંબા વખતથી સંપર્ક હતો. આ સંપર્કનું સ્મરણ આપણી 'લંકાની લાડી ને ઘોઘાનો વર' એ કહેવતમાં જળવાઈ રહ્યું છે. એવી રીતે આપણી ભાષામાં ઇન્ડોનેશિયા સાથેના સબંધને લગતી કહેવત પણ છે : જે જાય જાવે, તે પાછો ના'વે; ને આવે, તો પરિયાંનાં પરિયાં ચાવે, એટલું ધન લાવે. આ કહેવતમાં એ દૂર દરિયાપારના દેશાવર સાથેના વેપારમાં રહેલા સાહસકૃત્યનો તેમજ સંપત્તિલાભનો ધ્વનિ સ્પષ્ટ તરી આવે છે.

આપણા પ્રાચીન સાહિત્યમાં ભારત દેશની સમીપમાં આવેલા આવા અનેક ટાપુઓનો ઉલ્લેખ આવે છે. પુરાણો તો જગત-(ભુવન)ના બધા મુખ્ય ખંડોને તેમજ એના પેટા-ખંડોને દ્વીપ કહે છે. સંસ્કૃતમાં દ્વીપ શબ્દ 'ટાપુ' કરતાં વધુ વિશાળ અર્થમાં વપરાતો. જેમ દ્વિપ (=હાથી) શબ્દ દ્વિ+પા (બે અંગ વડે પીએ છે તે) પરથી થયો છે તેમ દ્વીપ શબ્દ દ્વિ+અપ્ પરથી થયો છે ને એનો મૂળ અર્થ 'જેની બે (દ્વિ) બાજુએ પાણી (અપ્) હોય તે પ્રદેશ' એવો થાય છે. આ રીતે એમાં માત્ર ટાપુનો નહિ, દ્વીપકલ્પનો તેમજ દોઆબનો પણ સમાવેશ થાય છે. આ અર્થમાં જગતના બધા ખંડ હજી પણ દ્વીપ જ કહી શકાય ને! પુરાણો પ્રાચીન જગતના સાત ખંડ ગણાવે છે ને એમાં જંબુદ્વીપ મુખ્ય છે. જંબુદ્વીપના પાછા નવ વિભાગ પાડવામાં આવ્યા છે. એમાં ઇલાવૃત્ત મુખ્ય છે ને એની દક્ષિણે હિમાલયની

પાર ભારતવર્ષ જણાવવામાં આવ્યો છે. અહીં भारतवर्ष શબ્દ વધુ વિશાળ અર્થમાં વપરાયો છે. જેને આપણે 'ભારત' કહીએ છીએ તેને એમાં ભારતવર્ષનો નવમો ખંડ કહેવામાં આવ્યો છે, અર્થાત્ એમાં હિંદ ઉપરાંત બીજા આઠ નાના ખંડોનો સમાવેશ થતો હતો. ભારતવર્ષના આ નવેય ખંડને પણ દ્વીપ જ કહેવામાં આવ્યા છે. એમાં હિંદને માટે મોટે ભાગે 'આ નવમો દ્વીપ' એવો શબ્દપ્રયોગ કરવામાં આવ્યો છે. કોઈ જગ્યાએ એને માટે कुमारद्वीप કે कुमारीद्वीप એવું નામ આપવામાં આવ્યું છે. એનો દક્ષિણોત્તર વિસ્તાર સ્પષ્ટતઃ કુમારી( કન્યાકુમારી )થી ગંગાના મૂળ સુધી જણાવવામાં આવ્યો છે. ભારતવર્ષના બાકીના આઠ દ્વીપનાં નામ (૧) इन्द्रद्वीप, (૨) कसेरु ( કે कसेरुमान् કે कशेरुण ), (૩) ताम्रपर्ण ( કે ताम्रवर्ण કે ताम्रपर्णी કે ताम्रद्वीप ), (૪) गभस्तिमान्, (૫) नागद्वीप, (૬) साम्य ( કે कटाह ), (૭) गन्धर्व ( કે सिंहल ) ને (૮) वरुण છે. આ આઠ દ્વીપો એ ભૂમિખંડો હોવા જોઈએ. આ પ્રાચીન નામો હાલ કયા કયા દ્વીપને લાગુ પડે છે એ નિર્ણય એમાંના બધા દ્વીપ માટે થઈ શક્યો નથી. પરંતુ પૂર્વાપર સંબંધ પરથી એટલું સ્પષ્ટ જણાય છે કે એમાં હિંદીચીન અને હિંદી દ્વીપસમૂહમાં આવેલા બીજા દેશોનો સમાવેશ થતો હતો. આ પરથી એમ ફલિત થાય છે કે અગાઉ भारतवर्ष નામ 'બૃહદ્ હિંદ' માટે વપરાતું ને એમાં હિંદ ઉપરાંત હિંદીચીન અને હિંદી દ્વીપકલ્પ જેવા નજીકના ભૂમિખંડોની પણ ગણના થતી.

વાયુપુરાણમાં ભારતવર્ષની દક્ષિણે આવેલા એના ૭ 'અનુદ્વીપ' ગણાવવામાં આવ્યા છે: अंगद्वीप, यमद्वीप, शंखद्वीप, कुशद्वीप ને वराहद्वीप.

રામાયણના કિષ્કિન્ધાકાણ્ડમાં જ્યારે વાનરેશ્વર સુગ્રીવ વાનરોને સીતાની તપાસ કરવા જુદા જુદા પ્રદેશમાં જવાની આજ્ઞા આપે છે ત્યારે એ એમાં यवद्वीप ને सुवर्णरूप्यकद्वीप નામે દ્વીપ ગણાવે છે. બીજાં પુસ્તકોમાં सुवर्णरूप्यकनी જગ્યાએ सुवर्णकुड्यक નામ આપ્યું છે. કૌટિલ્યના અર્થશાસ્ત્રમાંય सुवर्णकुड्य નામે દેશનો ઉલ્લેખ આવે છે.

कथासरित्सागरनी કથાઓમાં सुवर्णद्वीप, कटाहद्वीप, नारिकेलद्वीप ने कर्पूरद्वीप એવાં નામ આવે છે. जातक કથાઓમાં सुवर्णभूमिનો નિર્દેશ આવે છે. कथाकोशनी કથામાં सुवर्णद्वीपનું નામ આવે છે. કૌટિલ્યના અર્થશાસ્ત્રમાંય सुवर्णभूमिનો ઉલ્લેખ છે. બૌદ્ધ સાહિત્યમાં મિલિન્દપઞ્હ, નિદ્દેસ અને મહાવંસમાંય सुवर्णभूमिનો નિર્દેશ થયો છે.

મિલિન્દપઞ્હમાં સુવર્ણભૂમિની સાથે तक्कोल નામે દેશનો ઉલ્લેખ આવે છે. નિદ્દેસમાં तक्कोल, वेसुंग, जव, तमलि, वंग, सुवण्णकूट, सुवण्णभूमि ને तंबपण्णि જેવાં દરિયાપારનાં અનેક સ્થળ જણાવવામાં આવ્યાં છે.

જૈન સાહિત્યમાં વસુદેવ-હિંડી(૫ મી સદી)માં સુવર્ણભૂમિ, કમલપુર, યવનદ્વીપ, સિંહલ ને રત્નદ્વીપનો ઉલ્લેખ આવે છે.

सुवर्णभूमि અને सुवर्णद्वीपનો નિર્દેશ પ્રાચીન ગ્રીક-લૅટિન પુસ્તકોમાં પણ મળી આવે છે, દાખલા તરીકે પેરિપ્લસ(પહેલી સદી)માં ઉલ્લેખ છે કે ગંગાની પૂર્વે છેવટે 'સુવર્ણ' નામે દ્વીપ—'સુવર્ણ' નામે દેશ આવે છે ને ત્યાં સોનાની ખાણો છે. એવી રીતે ટોલેમી(બીજી સદી)-ની ભૂગોળમાં આપેલા ગંગાપારના પ્રદેશના વર્ણનમાં 'રૂપાનો દેશ', 'સોનાનો દ્વીપકલ્પ', તકોલ, સબન(સુવર્ણ)પુર, ઝબઈ (ચંપા), 'સોનાનો દેશ', અમુક ટાપુઓ, યવદ્વીપ અને કેટલાક બીજા ટાપુઓનો ઉલ્લેખ આવે છે. પછીના અનેક યુરોપીય લેખકો પણ આ રીતે સુવર્ણદ્વીપ કે સુવર્ણદ્વીપકલ્પનો ઉલ્લેખ કરે છે.

આરબ લેખકોમાં અલ્બેરૂની (૧૧ મી સદી) જાવાના ટાપુઓને એક જગ્યાએ 'સુવર્ણદ્વીપ' અને બીજી જગ્યાએ 'સોનાનો દેશ' કહે છે. પછીના બીજા આરબ લેખકો પણ આ ટાપુઓને 'સુવર્ણની ભૂમિ' કહે છે.

આ બધા પ્રાચીન ઉલ્લેખોમાં હિંદી ચીન અને ઇન્ડોનેશિયાનાં જુદાં જુદાં સ્થળોનો નિર્દેશ જુદા જુદા નામે કરવામાં આવ્યો છે. એમાંનાં તમામ નામોનો સ્થળનિર્ણય થઈ શકે એમ નથી. વળી એમાંનાં કેટલાંય સ્થળ ઇન્ડોનેશિયાની વિષયમર્યાદાની બહારનાં છે. આથી અહીં એમાંનાં અમુક પ્રસ્તુત નામોની સમીક્ષા કરીશું.

સહુથી પહેલાં અર્વાચીન નામોને મળતાં આવતાં પ્રાચીન નામોનો વિચાર કરીએ. ઇન્ડોનેશિયા, હિંદી દ્વીપસમૂહ, હિંદી ટાપુઓ, ઈસ્ટ ઇન્ડીઝ, મલાયા દ્વીપસમૂહ કે એશિયાઈ દ્વીપસમૂહ જેવાં સમસ્ત રાષ્ટ્રને સૂચવતાં નામોમાંથી કોઈ શબ્દ ઉપર ગણાવેલા કોઈ પ્રાચીન નામ સાથે મળતો આવતો નથી.

'સુમાત્રા' એ અર્વાચીન નામ પ્રાચીન 'સમુદ્ર' નામનો અપભ્રંશ છે. આથી રામાયણ-મંજરીમાં જણાવેલો समुद्रद्वीप એ હાલનો સુમાત્રા ટાપુ છે. મલયુ અને શ્રીવિજયનાં રાજ્ય સુમાત્રામાં થઈ ગયાં.

રામાયણમાં અને ટોલેમીની ભૂગોળમાં જણાવેલો यवद्वीप એ હાલનો જાવા ટાપુ છે. 'જાવા'નો મૂળ ઉચ્ચાર 'જવ' જ હોવો જોઈએ, જે પ્રયોગ નિદ્દેસમાં મળે છે. 'યવદ્વીપ' નામ પરથી એમ લાગે કે એ ટાપુમાં મુખ્ય પેદાશ જવની હશે ટોલેમી પણ આ અર્થ આપે છે. પરંતુ હાલ તો ત્યાંનો મુખ્ય પાક ડાંગરનો છે ને ત્યાં જવનો પાક ખાસ થતો નથી એ હકીકત લક્ષમાં લેવા જેવી છે. આથી એને બદલે 'જવ જેવા આકારનો ટાપુ' એવો બીજો અર્થ પણ ઘટાવવામાં આવ્યો છે. પરંતુ નારિકેલદ્વીપ, કર્પૂરદ્વીપ, શંખદ્વીપ જેવાં બીજાં નામ પરથી પહેલા અર્થને અનુમોદન મળે છે. વાયુપુરાણમાં यमद्वीप નામ આવે છે, યુઅન શ્વાંગ यमनद्वीप નામ વાપરે છે ને વસુદેવહિંડીમાં

यवनद्वीप નામ આપ્યું છે. અને ભાષાશાસ્ત્રની દૃષ્ટિએ यम ને यव તેમજ यमन ને यवन લગભગ સરખા છે. વળી यमनનો અર્થ यम પણ થાય છે ને यवनનો અર્થ પાછો यव જેવો પણ થાય છે ! તો પછી કદાચ મૂળ નામ यमद्वीप-यमनद्वीप જ હશે ને પાછળથી તેમાંના म નો व થયો હશે એ પણ સંભવિત છે. ઇન્દ્રદ્વીપ-વરુણદ્વીપ જેવાં નામ પરથી આ સંભવને સમર્થન મળે છે. ઇન્દ્ર અને વરુણની જેમ યમ પણ દિક્‌પાલ છે. એ રીતે જોતાં આ નામમાં દક્ષિણ દિશાનું સૂચન રહેલું છે.

‘બંકા’નું મૂળ નામ બંક-બંગ-વંગ હશે. નિર્દેશમાં જણાવેલો वंगद्वीप આ જ હોવો જોઈએ. अंगद्वीप એ આવું જ નામ છે. પરંતુ એનો સ્થળનિર્ણય કરવો મુશ્કેલ છે. નિસ્તિતોન ટાપુનું પ્રાચીન નામ શું હશે એ પણ પ્રશ્ન છે.

‘ મદુરા ’ એ નામ તો પ્રાચીન ભારતીય ભાષાનું છે. પરંતુ ઉપર ગણાવેલા પ્રાચીન નામોમાં એનો નિર્દેશ થયો નથી. ‘બાલી’ ટાપુમાં ભારતીય સંસ્કૃતિની અસર હજી મોજૂદ છે ને એ શબ્દ પણ સંસ્કૃત ભાષાનો લાગે છે, છતાં ભારતીય સાહિત્યમાં એનો નામનિર્દેશ જણાતો નથી. સામાન્ય રીતે ‘ બાલી ’ અર્થાત્ વસ્તુતઃ ‘બલી’નો અર્થ અહીં ‘બળવાન’ કરવામાં આવે છે. પરંતુ ‘બલી’નો બીજો અર્થ વરાહ પણ થાય છે. જો આ નામમાં એ અર્થ રહેલો હોય, તો તો વાયુપુરાણમાં જણાવેલો वराहद्वीप એ આ ટાપુ હોઈ શકે.

લોમ્બોક, સુંબાવા, ફ્લોરીસ, સુંબ ને તિમોર એ નામોમાં ઉપરના કોઈ પ્રાચીન નામનો સંબંધ શોધાયો નથી. પુરાણોમાં જણાવેલા सौम्य અને ताम्र નામનો સંબંધ ‘સુંબ’ અને ‘તિમોર’ સાથે હશે ?

‘ બોર્નિયો ’ શબ્દ ‘वरुण’ સાથે ઘણો મળતો આવે છે. પુરાણોમાં જણાવેલા वरुणद्वीप નામમાં આ અર્થ રહેલો હશે ? સિલીબીસનું પ્રાચીન .. શું હશે ? ‘મોલુક્કા’નો મૂળ શબ્દ मलय જણાય છે, પરંતુ વાયુપુરાણમાં કહેલો मलयद्वीप બનતાં સુધી મલાયા દ્વીપકલ્પ હશે, ‘ન્યૂ ગીની’

# અનુક્રમણિકા

## ફલક સૂચી





## સંદર્ભ સૂચી


૧ Indian Influences on the Literature of Java and Bali ( Calcutta, 1934 )
by Himansu Bhusan Sarkar, M. A.

૨–૩ Ancient Indian Colonies in the Far East, Vol. II. : SUVARNADVIPA, Part I–Political History (Dacca, 1937), Part II–Cultural History ( Calcutta, 1938 )
by Dr. R. C. Majmudar, M. A., Ph. D.

૪ Greater India ( Bombay, 1948 )
by Dr. R. C. Majmudar, M. A., Ph. D.

૫ Sanskrit in Indonesia ( Nagpur, 1952 )
by Dr. J. Gonda

અને 'ફિલિપ્પાઈન' એ તો છેક અર્વાચીન નામ છે. પશ્ચિમ દિશાના દિક્પાલ વરુણના નામનો દ્વીપ એની દ્વીપમાળાને પશ્ચિમ છેડે હોય તો એને પૂર્વ છેડે આવેલો ઇરિયાન ટાપુ કદાચ પૂર્વ દિશાના દિક્પાલનું નામ સૂચવતો इन्द्रद्वीप હોય.

ताम्रपर्णी ને सिंहल એ સિલોનનાં પ્રાચીન નામ છે. कटाह (कड़ार)-નું રાજ્ય મલાયા દ્વીપકલ્પના કડાહ પ્રદેશમાં આવ્યું હતું नारिकेलद्वीप એ કાં તો નિકોબાર કે કાં તો માલદીવ ટાપુ હશે. कर्पूरद्वीप એ બોર્નિયોના ઉત્તર ભાગમાં આવેલા બરૂસ નામે બંદરની આસપાસના પ્રદેશનું નામ હશે, જેના નામનો પ્રયોગ સાચા કપૂર માટેના મલયભાષાના શબ્દમાં હજી ચાલુ છે. તક્કોલ, વેસુંગ, તમલિ, ચંપા જેવાં અનેક અન્ય સ્થળ તો હિંદીચીનમાં આવેલાં જણાય છે.

હવે મુખ્ય પ્રશ્ન રહે છે सुवर्णद्वीपનો. रुप्यकद्वीप અને ताम्रद्वीप એ નામો પણ આ પ્રકારનાં છે. આ નામો પરથી એમ લાગે છે કે તે તે દ્વીપમાં તે તે ધાતુની ખાણો પુષ્કળ હશે. પ્લિની જેવા કેટલાક પ્રાચીન લેખકો 'સુવર્ણદ્વીપ' નામનો આવો અર્થ આપે છે. હાલ સુમાત્રામાં સોના, રૂપા ને તાંબાની ઘણી ખાણો છે; જાવામાં સોનારૂપાની ખાણો નથી; બોર્નિયોમાં સોના રૂપા ને તાંબાની ખાણો છે. ઇન્ડોનેશિયાના બીજા નાના ટાપુઓમાં સોનારૂપાની ખાણો હોય એમ જણાતું નથી. હિંદીચીનના દેશોમાં મલાયા દ્વીપકલ્પમાં સોનાની ખાણો છે. આ રીતે જોતાં સુમાત્રા, બોર્નિયો ને મલાયા દ્વીપકલ્પ એમાંનો કોઈ એક દ્વીપ सुवर्णद्वीप હોવો જોઈએ. પ્રાચીન લેખકો સામાન્ય રીતે એને ભારત નજીકના દરિયાપારના દેશ તરીકે ગણાવે છે. ઇત્સિંગ સ્પષ્ટ રીતે આ દ્વીપને મલયુ ને શ્રીવિજયના મુલક તરીકે રજૂ કરે છે, જે પરથી એ નામ સુમાત્રાને લાગુ પડે છે નેપાળની એક સચિત્ર હસ્તપ્રતમાં શ્રીવિજયપુર 'સુવર્ણપુર'માં હોય એવો ઉલ્લેખ છે; એમાં પણ સુમાત્રાના અર્થમાં સુવર્ણદ્વીપ જ ઉદ્દિષ્ટ હોય એમ લાગે છે. કશ્મીરનો ઇત્સિંગ કરતાંય વધુ સ્પષ્ટ રીતે જણાવે છે કે 'જમજના ટાપુઓને હિંદુઓ

સુવર્ણદ્વીપ કહે છે. આરબો સુમાત્રા–જાવા વગેરે ટાપુઓના સમૂહને ‘જાબજ(જાવા)ના ટાપુઓ’ કહેતા. આ પરથી એમ જાણવા મળે છે કે મૂળમાં સુવર્ણદ્વીપ સુમાત્રાનું નામ હશે ને આગળ જતાં એ નામ સુમાત્રાથી શરૂ થતા સમસ્ત દ્વીપસમૂહને માટે વપરાતું થયું હશે.

નિદ્દેસમાં જે ‘સુવર્ણકૂટ’નો ઉલ્લેખ આવે છે તેનો પહેલો અર્થ એવો થાય કે એ કોઈ ગિરિ કે શિખરનું નામ હશે. પુરાણોમાં સુમેરુને સુવર્ણનો ગિરિ કહ્યો છે, એના જેવો કાલ્પનિક અર્થ નીકળે. એમ તો સુવર્ણદ્વીપ નામનો અર્થ પણ એ રીતે અનેક પ્રાચીન લેખકોએ એવો કરેલો કે જાણે એ દ્વીપની જમીન જ સુવર્ણની હોય ! કોઈ પર્વત કે નદીની ધરતીમાં કોઈ વાર સોનેરી રજકણો જોવામાં આવે છે ને ત્યારે એનું એવું નામ એ અર્થ સૂચવતું હોય છે. પરંતુ અહીં તો સુવર્ણકૂટ એ નામ દેશવાચક હોઈ એનો અર્થ એ રીતે વિચારવો જોઈએ. કૂટનો બીજો અર્થ ‘કોટ’ થાય છે. એ રીતે જોતાં ‘સુવર્ણકૂટ’ અને ‘સુવર્ણકુડ્ય’ એ બંને નામોમાં એક જ અર્થ હોય એ વધુ સંભવિત લાગે છે. અર્થાત્ સુવર્ણકૂટ = સુવર્ણકુડ્ય = સોનાનો કોટ એટલે કે સુવર્ણના દુર્ગવાળો પ્રદેશ. સુવર્ણગિરિની જેમ સુવર્ણદુર્ગમાં પણ કાલ્પનિક કે આલંકારિક અતિશયોક્તિ લાગે છે. એમ તો ‘સોનાની લંકા’ની કલ્પના આપણને ક્યાં અજાણી છે !

સુવર્ણદ્વીપની જેમ સુવર્ણભૂમિનો ઉલ્લેખ પ્રાચીન સાહિત્યમાં વારંવાર આવે છે. આ શબ્દ સુવર્ણદ્વીપ માટે જ વપરાયો હશે કે કોઈ બીજા પ્રદેશ માટે એ પ્રશ્નની ઠીક ઠીક ચર્ચા થઈ છે. કેટલાક એમ માને છે કે આ બે નામ ભિન્ન ભિન્ન પ્રદેશનાં છે ને ‘સુવર્ણભૂમિ’ એ તો ખંડની તળભૂમિની અંદર આવેલા મલાયા દ્વીપકલ્પનું નામ ... યુરોપના પ્રાચીન લેખકો પણ કેટલેક સ્થળે Chryse Insula (...ર્ણદ્વીપ) ને કેટલેક સ્થળે Chryse Chora (સુવર્ણભૂમિ) એવાં જ નામ વાપરે છે એ પરથી આ મતને સમર્થન મળે છે. આ બે ...બ્દના અર્થમાં થોડો ફેર રહેલો છે ને એ બંને શબ્દોનો પ્રયોગ એ

નામનાં યુરોપીય રૂપાંતરોમાં પણ દેખા દે છે એ વાત ખરી છે. પરંતુ આ બે શબ્દ ભિન્ન ભિન્ન પ્રદેશનાં નામ તરીકે વપરાયા છે એ અનુમાન શંકાસ્પદ છે. ટોલેમીની ભૂગોળમાં સુવર્ણ દ્વીપકલ્પ (Chryse Chersonesus) એવો શબ્દપ્રયોગ આવે છે, એ પરથી ઘણાએ એમ માની લીધું કે 'સુવર્ણભૂમિ' શબ્દમાં આ દ્વીપકલ્પનો અર્થ રહેલો છે. પરંતુ પ્રાચીન સંસ્કૃત સાહિત્યમાં તો દ્વીપકલ્પનો સમાવેશ પણ દ્વીપ શબ્દમાં જ કરવામાં આવતો હતો, આથી માત્ર 'ભૂમિ' શબ્દ પરથી એને તળભૂમિમાં આવેલો દ્વીપકલ્પ માની લેવાય નહિ. જેરિની નામે એક વિદ્વાન તો એવો મત રજૂ કરે છે કે અગાઉનો સુવર્ણદ્વીપ જ આગળ જતાં સુવર્ણદ્વીપકલ્પ બની ગયો લાગે છે, અર્થાત્ સુવર્ણદ્વીપ પણ સુવર્ણ દ્વીપકલ્પનો અર્થ ધરાવે છે. 'સુવર્ણદ્વીપ' અને 'સુવર્ણભૂમિ'ના ઉલ્લેખોની તુલનાત્મક સમીક્ષા કરતાં જણાય છે કે એ બે નામોને થયેલા ભેદભાવના આરોપણનો મુખ્ય આધાર પેરિપ્લસ અને ટોલેમીની ભૂગોળનો લેવામાં આવે છે. પરંતુ પેરિપ્લસમાં તો પહેલાં એમ લખ્યું છે કે ગંગાની પેલી પાર નજીકમાં સુવર્ણ નામે દ્વીપ છે ને પછી આગળ જતાં પાછું લખ્યું છે કે ગંગાની પાર સુવર્ણ નામે દેશ છે તે એ પ્રદેશનો છેલ્લો મુલક છે. આનો અર્થ એવો થયો કે પેરિપ્લસના લેખકને એવી ખબર હતી કે ગંગાની પારના પ્રદેશમાં સુવર્ણદ્વીપ–સુવર્ણદેશ આવે છે ને એ મુલક નજીકમાં અને છેવટનો છે. અર્થાત્ આ બંને ઉલ્લેખ એક જ પ્રદેશને લાગુ પડે છે. હવે ટોલેમીની ભૂગોળમાંના ઉલ્લેખ તપાસીએ. ગંગાપારનો પ્રદેશ વર્ણવતાં એ શરૂઆતમાં 'રૂપાનો દેશ', પછી 'સોનાનો દ્વીપકલ્પ,' પછી તકોલ, પછી સુવર્ણપુર, પછી ચંપા, પછી 'સોનાનો દેશ', ઇત્યાદિ સ્થળો ગણાવે છે. એમાં ક્યાંય 'સુવર્ણદ્વીપ' નામનો પ્રયોગ આવતો નથી. 'સુવર્ણ દ્વીપકલ્પ' એ ખરેખર મલાયા દ્વીપકલ્પનું જ નામ લાગે છે, કેમકે એ દ્વીપકલ્પ તરીકે તરત લક્ષમાં આવે એવો છે ને ત્યાં સુવર્ણની ખાણો પણ છે. આગળ જતાં નજીકમાં ચંપા દેશનો ઉલ્લેખ

આવે છે, જે હાલના હિંદી ચીનમાં આવ્યો હતો. ત્યાંથી આગળ જ 'સુવર્ણનો દેશ' આવે છે ને એની પછી અનેકાનેક ટાપુઓ આવે છે, જે યવદ્વીપ પણ ગણાવવામાં આવ્યો છે. પૂર્વાપર સંબંધ પરથી આ સુવર્ણ દે અથવા સુવર્ણભૂમિ એ સુમાત્રાવાચક સુવર્ણદ્વીપ જ હોય એમ સ્પષ્ટ સમજા છે. પેલો સુવર્ણદ્વીપકલ્પ જુદો ને આ સુવર્ણદ્વીપ જુદો; પરંતુ સુવર્ણભૂ ને સુવર્ણદ્વીપ એ તો એક જ લાગે છે. અલ્બીરૂની એક પ્રકરણમ જાવજના ટાપુઓને સુવર્ણદ્વીપ કહે છે ને આગળ જતાં એક બીજ પ્રકરણમાં એ જ ટાપુઓને સુવર્ણભૂમિ કહે છે. આ પરથી પણ એ બે શબ્દ જરા જુદા જુદા હોવા છતાં એક જ અર્થમાં વપરાતા એમ નિશ્ચિત થાય છે. વળી સુમાત્રાને ઇત્સિંગ સુવર્ણદ્વીપ કહે છે ને સુમાત્રામાં મળેલા એક ઉત્કીર્ણ લેખમાં એને સુવર્ણભૂમિ કહે છે એ પરથી પણ એ બન્ને નામમાં એક જ અર્થ રહેલો છે એમ પુરવાર થાય છે.

સુમાત્રાને પહેલાં સુવર્ણદ્વીપ કહેતા અને મલાયાને સુવર્ણદ્વીપકલ્પ કહેતા. પણ પાછળથી સુમાત્રાથી શરૂ થતા આખા દ્વીપસમૂહને સુવર્ણ-દ્વીપ કહેતા. એ રીતે સુવર્ણભૂમિમાં બ્રહ્મદેશનો પણ સમાવેશ થતો હતો, કેમકે પશ્ચિમ બ્રહ્મદેશનો અમુક પ્રદેશ 'સુવર્ણ–અપરાન્ત' કહેવાતો. આ બધી હકીકતનો સાર એ નીકળે છે કે હિંદી ચીન ને ઇન્ડોનેશિયાનો બધો પ્રદેશ ઓછેવત્તે અંશે સુવર્ણભૂમિ ગણાતો; ને એ બધામાં સુવર્ણ-દ્વીપ તરીકે મુખ્ય ગણના સુમાત્રાની થતી.

રુપ્યકદ્વીપ એ શબ્દપ્રયોગ સંસ્કૃતમાં માત્ર રામાયણની એક પંક્તિમાં મળે છે, પરંતુ ત્યાંય सुवर्णरुप्यकद्वीप એવો સમાસ જેવો પ્રયોગ પણ એકવચનમાં આપેલો છે ને એને બદલે ત્યાં सुवर्णकुड्यकद्वीप એ પાઠાંતર વધુ ઉચિત જણાયું છે. છતાં ટોલેમી જેવા અનેક પ્રાચીન પાશ્ચાત્ય લેખકો 'રૂપાનો ટાપુ' (Argyre Insula) ગણાવે છે, એટલે કોઈ ટાપુ સુવર્ણદ્વીપની જેમ રૌપ્યકદ્વીપ કહેવાતો હશે એ ચોક્કસ. ટોલેમી યબદીવ(યવદ્વીપ)માં 'રૂપાનું નગર' હોવાનો ઉલ્લેખ કરે છે એ પરથી જાવાનો ટાપુ રુપ્યકદ્વીપ ગણાતો હશે એમ અનુમાન કરવામાં

આવ્યું છે. પરંતુ ટોલેમી ગંગાપારના પ્રદેશમાં 'રૂપાનો દેશ' તો છેક પહેલો–સુવર્ણદ્વીપકલ્પનીય પહેલાં–ગણાવે છે ને પછી જાવાની હકીકત લગભગ છેક છેવટે 'યવદ્વીપ'ને નામે આપે છે એ અનુક્રમ સાથે આ મતનો મેળ મળતો નથી. વળી જાવામાં રૂપાની ખાણો નથી એ હકીકત પણ લક્ષમાં લેવી પડે. છતાં ટોલેમી તો યવદ્વીપમાં પુષ્કળ સોનું નીકળે છે એમ પણ લખે છે ને! મને તો લાગે છે કે સુવર્ણદ્વીપ ગણાતા સુમાત્રાની બાજુમાં આવેલા આ દ્વીપને પ્રાચીન પ્રવાસીઓ 'રૂપ્યકદ્વીપ' નામ આપે એ એમની આલંકારિક અતિશયોક્તિની દૃષ્ટિએ તદ્દન સ્વાભાવિક છે.

સંસ્કૃત સાહિત્યમાં તામ્રદ્વીપનો ઉલ્લેખ પણ શંકાસ્પદ છે. પુરાણોમાં તો એ તામ્રપર્ણીના પાઠાંતર તરીકે જોવામાં આવે છે; ને તામ્રપર્ણી તો સિલોનનું પ્રાચીન નામ છે છતાં જો ગન્ધર્વની જગ્યાએ સિંહલ દ્વીપ અભિપ્રેત હોય તો તો તામ્રવર્ણીને બદલે તામ્રદ્વીપ જ વાંચવું જોઈએ, નહિ તો એ નવદ્વીપોમાં સિલોનનો ઉલ્લેખ બેવડાશે. જો તામ્રદ્વીપ એવું પ્રાચીન નામ હોય, તો તો એ નામ ઉપર જણાવેલી કલ્પના પ્રમાણે જાવાની પાર આવેલા કોઈ ત્રીજા ટાપુને લાગુ પડે. જાવા પછી તરત તો બાલી ટાપુ આવે છે, પણ એ ટાપુ માટે કંઈ વિશેષ પ્રમાણ ઉપલબ્ધ નથી. તો પછી નામસામ્ય પરથી તિમોરનો ટાપુ પહેલાં તામ્રદ્વીપ કહેવાતો હોય એ સંભવિત છે. સુમાત્રા અને જાવાની સરખામણીએ પૂર્વ ઇન્ડોનેશિયાનો સહુથી મોટો ટાપુ પણ એ જ છે ને!

આમ ભારતની પ્રજાને હિંદી દ્વીપસમૂહના મુખ્ય ટાપુઓનો પરિચય ઘણા પ્રાચીન સમયથી થયેલો છે, એટલું જ નહિ, પ્રાચીન ભારતના લોકો તો એ ટાપુઓને સુવર્ણદ્વીપ ગણતા હતા.

# ખંડ ૨ : ઇતિહાસ

## ૩. મલય જાતિ

ઇન્ડોનેશિયામાં વસતી પ્રજાનો મોટો ભાગ મલય જાતિનો છે. મલાયા દ્વીપકલ્પમાં પણ મુખ્ય વસ્તી મલય જાતિના લોકોની છે. આ લોકોની ભાષા પણ મલય ભાષા કહેવાય છે. સુમાત્રા, બોર્નિયો, સિલીબીસ વગેરે ટાપુઓમાં આ લોકો કરતાં વધુ પુરાણા વતનીઓની ય થોડી વસ્તી છે. એમાંના કેટલાક વર્ગ તો મલય લોકોના જ પૂર્વજો જણાય છે, એથી એમને આદ્ય-મલય કહેવામાં આવે છે. ઇન્ડોચાઇના હિંદી ચીન ને મલાયા દ્વીપકલ્પના લોકોની ભાષા વચ્ચે ઘણું સામ્ય જોવામાં આવે છે. મધ્ય ભારતના મુંડ લોકો અને ઉત્તરપૂર્વ ભારતના ખાસી લોકોની ભાષામાં પણ આવું સામ્ય મળી આવે છે. આ પરથી ભારત, હિંદી ચીન ને ઇન્ડોનેશિયાની પુરાણી જાતિઓ પહેલાં ક્યાંક એક સ્થળે વસતી હશે ને પછી ધીમે ધીમે જુદા જુદા દેશમાં ફેલાઈ હશે એમ માલૂમ પડે છે કેટલાક વિદ્વાનો તો આ જાતિઓ વચ્ચે ભાષા ઉપરાંત બીજા સાંસ્કૃતિક સંબંધો પણ બતાવે છે. 'મલય' નામ પણ આ સંબંધની પ્રતીતિ કરાવે છે. સંસ્કૃત સાહિત્યમાં મલયગિરિ ને મલય-દેશનો ઉલ્લેખ ઘણી વાર આવે છે. મલયગિરિનાં ચંદનવન ને એ ચંદનના સુવાસવાળો મલય-સમીર સંસ્કૃત કાવ્યમાં મહત્ત્વનું સ્થાન ધરાવે છે. આ પ્રદેશ પશ્ચિમ ઘાટના દક્ષિણ ભાગમાં આવેલો છે. આ પ્રદેશને મળયાળમ પણ કહેતા; હાલ એને મલબાર કહે છે. હજી ત્યાંની ભાષા અને લિપિ મળયાળમ કહેવાય છે. આ પ્રદેશ ભારતની દક્ષિણ-પશ્ચિમ દિશાના સમુદ્રતટ પર આવેલો હોવાથી એનો અનિલ આહ્લાદક હોય છે. સંસ્કૃતમાં ચંદન માટે મલયજ ને મલયદ્રુમ શબ્દ છે એ પરથી આ પ્રદેશમાં ચંદનનો મહિમા કેટલો બધો હતો એનો ખ્યાલ આવે છે. હજી સારી જાતનું ચંદન આ પ્રદેશમાં ઉત્પન્ન થાય છે. આમ દક્ષિણ-પશ્ચિમ ભારતમાં મલય જાતિની મુખ્ય વસ્તી હતી એમ ફલિત

ાય છે. મલય દેશના લોકોને 'માલય' કહેતા. સિંકદરે ભારત પર ચડાઈ કરી ત્યારે પંજાબમાં મલ્લોઈ (માલય) નામે જાતિ રહેતી હતી. જયપુર રાજ્યમાં માલય રાજ્યના સેંકડો સિક્કા મળ્યા છે. નાસિકના એક ઉત્કીર્ણ લેખમાં પણ માલય જાતિનો ઉલ્લેખ આવે છે. એ રાજવંશના એક રાજાનું નામ જેમ કેટલીક જગ્યાએ 'પુળુમાયિ' ને કેટલીક જગ્યાએ 'પુળુમાવિ' લખાય છે તેમ 'માલય' અને 'માલવ' એ પણ એક જ શબ્દનાં રૂપ છે. મધ્ય ભારતમાં જે માળવા દેશ છે તેનું મૂળ નામ 'માલવ' હતું; તે પણ 'માલય' જાતિના નામ પરથી પડ્યું લાગે છે. આ ઉલ્લેખો પરથી જણાય છે કે માલય–માલવ નામની જાતિના લોકો મળયાળમ ઉપરાંત પંજાબ, રાજપૂતાના ને માળવામાં પણ રહેતા હતા. રામાયણ અને મત્સ્યપુરાણમાં માલવ લોકોને પૂર્વ ભારતમાં ગણાવ્યા છે ને મહાભારતમાં માલવ લોકોને પશ્ચિમ, ઉત્તર અને દક્ષિણમાં જણાવ્યા છે. આ પરથી એમ માલૂમ પડે છે કે માલવ લોકો સમસ્ત ભારતમાં જુદા જુદા ભાગમાં રહેતા હતા.

ટૉલેમીની ભૂગોળ અને મહાવંસ જેવાં બૌદ્ધ પુસ્તકોમાં એવો ઉલ્લેખ આવે છે કે લંકામાં પણ મલય નામે પર્વત હતો. મલાયા દ્વીપકલ્પનું નામ તેમજ મલાક્કા સામુદ્રધુનીનું નામ પણ મલય જાતિ પરથી પડ્યું જણાય છે. સુમાત્રામાં મલયુ નામે પર્વત છે, મલયુ નામે નદી છે, મલયુ નામે પાંચેક ગામો છે ને મલયુ નામે જાતિ છે. વળી પ્રાચીન કાળમાં મલયુ નામે એક રાજ્ય પણ હતું. મોલુક્કા ટાપુઓના નામમાં પણ 'મલય' શબ્દ રહેલો હોય એ સંભવિત છે. હિંદીચીનના 'લાઓસ' પ્રદેશનું જૂનું નામ 'માલા' ને દક્ષિણ ભારતની પશ્ચિમે આવેલા 'માલદીવ' દ્વીપનું નામ પણ 'મલય' શબ્દનાં રૂપાંતર ગણાય છે. આ બધા ઉલ્લેખો પરથી જણાય છે કે મલય જાતિના લોકો ભારત, હિંદીચીન, ઈન્ડોનેશિયા ને એની આસપાસના ટાપુઓમાં પ્રસર્યા હતા ને એમની મુખ્ય વસ્તી ભારત, ઇન્ડોનેશિયા ને મલાયા દ્વીપકલ્પમાં હતી. ભારત અને ઈન્ડોનેશિયાના ભાષાકીય તથા સાંસ્કૃતિક સંબંધમાં આ મલય જાતિએ ઘણો ફાળો આપ્યો હોવો જોઈએ.

# ૪. ભારતીય વસાહતો

પ્રાચીન ઇન્ડોનેશિયાની સંસ્કૃતિમાં ભારતીય ભાષા, લિપિ, સંવત, રાજ્યતંત્ર, ધર્મ, શિલ્પ, સાહિત્ય ઇત્યાદિનો જે બહોળો પ્રચાર જોવામાં આવે છે તે પરથી ત્યાં ભારતીય સંસ્કૃતિની અસર કેટલી બધી પ્રસરી હતી એનો સ્પષ્ટ ખ્યાલ આવે છે. ઇન્ડોનેશિયાના રાજકીય તેમજ સાંસ્કૃતિક ઇતિહાસમાં જાણે ભારતની સંસ્કૃતિ જ મુખ્ય ભાગ ભજવતી હોય છે. ભારતની પ્રજાએ ઇન્ડોનેશિયામાં પોતાની સંસ્કૃતિનો પ્રચાર આટલો બધો કેવી રીતે, ક્યારે કર્યો હશે એનો સ્પષ્ટ ખ્યાલ ભારતના સાહિત્યમાં આવતા ઉલ્લેખો પરથી મળતો નથી, પરંતુ ઇન્ડોનેશિયાની સ્થાનિક અનુશ્રુતિમાં એ પ્રાચીન સંબંધની સ્મૃતિ સચવાઈ રહી છે. એમાં સહુથી વધુ ઉલ્લેખ અજિશક નામે એક શકનો આવે છે. એ હસ્તિનાપુરના પાંડવ રાજાનો મુખ્ય મંત્રી હતો ને એણે શક સંવતના પહેલા વર્ષે જાવામાં સંસ્થાન વસાવ્યું એમ કહેવાય છે. આ વાત ત્યાંના ગજવંશને ભારતના પ્રખ્યાત પાંડવવંશ સાથે સાંકળવા માટે તેમજ ત્યાં વપરાતા શક સંવતનો કંઈ સંબંધ બતાવવા માટે ઉપજાવેલી જણાય છે. બારમી સદીમાં થયેલા રાજા જયભયના પૂર્વજોમાં પરાશર, વ્યાસ ને પાંડુને ગણાવવામાં આવ્યા છે, એ વાત પણ આ પ્રકારની ગણાય. વાયવ્ય ભારતમાં આવેલા ગંધાર અને કંબોજ જેવા દરિયાથી દૂર આવેલા પ્રદેશમાંથી પણ હિંદીચીનમાં સંસ્થાન વસાવ્યાં હોય એમ જાણવા મળે છે. પરંતુ ઇન્ડોનેશિયામાં વસેલાં ભારતીય સંસ્થાનોનો મૂળ સંબંધ ભારતના પૂર્વ કિનારા પરના તેમજ પશ્ચિમ કિનારા પરના મુલકો સાથે રહેલો હોય એ વધુ સંભવિત લાગે છે. આમાં અંગ,-કલિંગ, ચોલ, અપરાન્ત, લાટ અને સૌરાષ્ટ્રનો સંભવ ખાસ વિચારવા જેવો છે. જાવાની અનુશ્રુતિમાં કલિંગ અને ગુજરાતનો ખાસ ઉલ્લેખ આવે છે. કલિંગને લગતી કથામાં જાવામાં ખરી સંસ્કૃતિની શરૂઆત (શક) સંવત ૨૮૯(ઈ. સ. ૩૬૭)થી થઈ જણાવી

છે. કોઈ જગ્યાએ અજિશકને ગુજરાતનો રાજા ગણવામાં આવ્યો છે ને એનો સમય ઈ. સ. ૭૫ જેટલો પ્રાચીન ઠરાવવામાં આવ્યો છે. ગુજરાતને લગતી બીજી એક અનુશ્રુતિમાં એમ આવે છે કે ભ્રુવિજય સવેલચાલ નામે એક રાજપુત્ર પોતાના રાજ્યનો નાશ થવાની આગાહીથી અગમચેતી વાપરીને (શક) સં. ૫૨૫ (ઈ. સ. ૬૦૩)માં ગુજરાત છોડી જવા ચાલ્યો ગયો ને કિસાન, કારીગર, સૈનિક, વૈદ્ય ને લેખક જેવા વિવિધ વર્ગના પાંચ હજાર માણસોને પોતાની સાથે લઈ જઈ ત્યાં એણે નવું સંસ્થાન વસાવ્યું. પાછળથી એણે બીજા બે હજાર માણસ તેડાવ્યા; એમાં પથ્થર અને પિત્તળનું કામ કરનારા શિલ્પીઓ પણ હતા. પછી આ કારીગરોએ ત્યાં પ્રંબનન અને બોરોબુદુરનાં વિખ્યાત દેવાલય બાંધ્યાં. આમાંની કઈ અનુશ્રુતિમાં કેટલું તથ્ય છે એ નક્કી કરવું મુશ્કેલ છે. કેટલાક કહે છે કે પ્રાચીન યુગમાં ત્યાં ગયેલા હિંદીઓ કલિંગના હતા ને મુસ્લિમ યુગમાં ગયેલા હિંદીઓ ગુજરાતના હતા. તો કેટલાક કહે છે કે પહેલી-બીજી સદીમાં વસનાર લોકો ગુજરાતના હતા ને કલિંગના લોકો તો ત્યાં આઠમી સદીમાં તિબેટના હુમલાથી ડરીને પાછળથી ગયા લાગે છે. બોરોબુદુરના મંદિરના શિલ્પમાં વહાણની આકૃતિઓ આવે છે એ જોતાં સંસ્થાન વસાવનાર હિંદી લોકોના વહાણની લાગે છે, પરંતુ એ લોકો ગુજરાતના કે કલિંગના એ નક્કી કરવું મુશ્કેલ છે. એવી રીતે જાવાના જૂના લેખોમાં વપરાયેલી ભાષામાં કેટલાકને કલિંગની ને કેટલાકને ગુજરાતની અસર દેખાય છે. કલિંગ અને ગુજરાતને લગતા વિવાદનો નિર્ણય કરવા માટે હજી વધુ માહિતીની ને એ ઉપરાંત તટસ્થ સમાલોચનાની જરૂર છે. બાકી ભૌગોલિક પરિસ્થિતિની દૃષ્ટિએ પૂર્વ કિનારાની જેમ પશ્ચિમ કિનારાનો પણ ઘણો સંભવ રહેલો છે એ લક્ષમાં લેવા જેવું છે. ભારતની પૂર્વ-દક્ષિણે આવેલા આ ટાપુઓ સાથે ભારતને પૂર્વ કિનારે આવેલા બંગ, કલિંગ ને ચોળ જેવા દેશ ગાઢ સંપર્ક ધરાવે એ તો તદ્દન સ્વાભાવિક છે. પરંતુ ઉપલક નજરે ખૂબ દૂર ને અવળી દિશામાં આવેલા પશ્ચિમ

કિનારા પરના પ્રદેશ પણ ખરી રીતે આ ટાપુઓ સાથે સારો દરિયાઈ સંબંધ વધારી શકે એમ છે. સૌરાષ્ટ્ર, ભરુકચ્છ ને શૂર્પારકના વેપારીઓ અને ખલાસીઓ દરિયાઈ વેપારમાં ઘણો આગળ પડતો ભાગ ભજવતા ને બંગાળથી જાવા જતા ખલાસીઓ પણ જો સિલોન થઈને જતા હોય તો ગુજરાતથી સિલોન આવતા ખલાસીઓ માટે જાવા સરખું જ દૂર લાગે ને ગુજરાત સિલોન સાથે ગાઢ સંબંધ ધરાવતું હતું. જાતક કથામાં ભરુકચ્છથી સુવર્ણભૂમિના પ્રવાસની કથા આવે છે. જાવાના સાંસ્કૃતિક ઇતિહાસમાં પણ પૂર્વ ભારત તેમજ પશ્ચિમ ભારતની અસર દેખાય છે. ધાર્મિક માન્યતાઓ ને શિલ્પકળાની પ્રણાલિકાઓમાં પૂર્વ ભારતનાં પાલ અને ચોળ રાજ્યની અસર જણાય છે, જ્યારે શક સંવતમાં પશ્ચિમ ભારતના શકોની અસર જણાય છે. પશ્ચિમ સમુદ્ર પરના દેશોની મારફતે કદાચ ઉત્તરપશ્ચિમ ભારતના લોકો એ દેશાવરમાં જઈ પહોંચ્યા હોય એવો પણ સંભવ ખરો. હિંદી ચીનમાં વસેલાં ગંધાર અને કંબોજનાં નામ પરથી આની પ્રતીતિ થાય છે. પહેલવહેલા સાહસ કરીને ત્યાં વસવાટ કરવા જનાર લોકો ભારતના અમુક ભાગમાંથી ગયા હશે ને પછી ધીમે ધીમે બીજા મુલકોના લોકોની પણ ત્યાં ભરતી થવા લાગી હશે. એ બધા લોકો ભારતમાંથી ઇન્ડોનેશિયા જતા હતા ને ત્યાં ભારતની ભાષા, ભારતની લિપિ, ભારતનો સંવત, ભારતનો ધર્મ, ભારતનું સાહિત્ય, ભારતનું શિલ્પ, ભારતનો સમાજ ઇત્યાદિ વિવિધ પ્રકારની ભારતીય સંસ્કૃતિનો પ્રસાર કરતા હતા એટલું જ નહિ, ત્યાંની મૂળ સંસ્કૃતિ પર પોતાની સંસ્કૃતિનો પ્રભાવ પાડતા હતા.

# ૫. આદિ કાલ

ઇન્ડોનેશિયાના રાજકીય ઇતિહાસની વિગતવાર માહિતી આઠમી સદીથી શરૂ થાય છે. એ પહેલાંના ઇતિહાસને લગતી થોડી છૂટીછવાઈ હકીકત છેક બીજી સદીથી મળે છે. ચીની સાહિત્યમાં એક એવો ઉલ્લેખ આવે છે કે ઈ. સ. ૧૩૨ માં યવદ્વીપના રાજા દેવવર્માએ ચીનમાં પોતાનો એલચી મોકલ્યો હતો. આ પરથી માલૂમ પડે છે કે જાવામાં ભારતીય સંસ્કૃતિનાં પગરણ એ સમયે ક્યારનાંય થઈ ચૂક્યાં હતાં. એક ચીની પુસ્તકમાં એમ જણાવવામાં આવ્યું છે કે ત્યાં એનાં પગરણ ઈ. સ. ૧૪૩૨ ના ચાલુ વર્ષની પહેલાં ૧૩૭૬ વર્ષે અર્થાત્ ઈ. સ ૫૬ માં થયાં હતાં. મલયદ્વીપ, કંબુજ ને ચંપામાં ભારતીય સંસ્કૃતિ પહેલીબીજી સદીમાં પ્રસરી હતી. એ પ્રમાણે એ મલયદ્વીપની સમીપમાં આવેલા આ દ્વીપોમાં પણ એ જ અરસામાં પ્રસરી હોય એ તદ્દન સંભવિત છે. જાવાનો સંવત એ ભારતનો શક સંવત જ છે. ચીનનો ફા-હ્યાન જ્યારે ભારતથી સિલોન થઈ ચીન જતો હતો ત્યારે એને દરિયાઈ તોફાનને લીધે વચ્ચે જાવામાં રોકાઈ જવું પડ્યું હતું. એના વખતમાં ઈ. સ. ૪૧૫ માં જાવામાં બ્રાહ્મધર્મ પ્રચલિત હતો. એ પછી થોડા વખતમાં ગુણવર્મા નામે એક બૌદ્ધ વિદ્વાન અહીંથી સિલોન થઈને જાવા ગયા ને ત્યારથી ત્યાં બૌદ્ધ ધર્મનો પ્રચાર થયો. ત્યાંથી ગુણવર્મા ઈ. સ. ૪૩૧ માં નંદી નામે એક વેપારીના વહાણમાં ચીન ગયા હતા. જાવામાં જે પ્રાચીન ઉત્કીર્ણ લેખ મળ્યા છે તેમાં પણ ભારતીય સંસ્કૃતિની હકીકત આવે છે. પશ્ચિમ જાવામાં મળેલા ચાર લેખ પૂર્ણવર્મા નામે રાજાના છે. એના એક પૂર્વજે ચંદ્રભાગા નામે નહેર ખોદાવી હતી ને પૂર્ણવર્માએ ગોમતી નામે નહેર ખોદાવી બ્રાહ્મણોને હજાર ગાયોની દક્ષિણા આપી હતી. આ લેખોમાં 'રાજર્ષિ' ને 'રાજાધિરાજ' જેવાં રાજબિરુદ, ધનુષ જેવાં માપ, માસ ને તિથિની મિતિ, દક્ષિણા જેવી ધાર્મિક ક્રિયાઓ, અને 'પૂર્ણવર્મા' 'ચંદ્રભાગા' 'ગોમતી'

જેવાં નામો ભારતીય સંસ્કૃતિને લગતાં છે. લેખની ભાષા સંસ્કૃત છે ને લિપિ પણ ભારતની લિપિના જેવી છે. લેખની મિતિ રાજાના રાજ્યકાળના વર્ષમાં આપવામાં આવી હોવાથી સંવતનાં વર્ષ જાણવા મળતાં નથી, પરંતુ લિપિના મરોડ પરથી આ લેખ છઠ્ઠી સદીના લાગે છે. મધ્ય જાવામાં મળેલા એક પ્રાચીન લેખમાં પણ એની ભાષા, અંદરની હકીકત અને આસપાસની ત્રિશૂળ, શંખ, ચક્ર, ગદા ને પદ્મ જેવી આકૃતિઓ પરથી ભારતીય સંસ્કૃતિનું પ્રતિબિંબ પડે છે. એની લિપિનો મરોડ સાતમી સદીનો મનાય છે.

સુમાત્રામાં પહેલાં મલયુ અને શ્રીવિજય નામે રાજ્ય હતાં. ઇત્સિંગના સમયમાં મલયુ રાજ્ય પર શ્રીવિજય રાજ્યની સત્તા પ્રવર્તતી લાગે છે. શ્રીવિજય રાજ્યને લગતા પાંચ પ્રાચીન લેખ મળ્યા છે: ત્રણ સુમાત્રામાં, એક સિલોનમાં ને એક મલાયામાં. સુમાત્રા–સિલોનના લેખ જૂની મલય ભાષામાં છે; મલાયાનો લેખ સંસ્કૃતમાં છે. પહેલો લેખ શક ૬૦૫(ઈ. સ. ૬૮૩)નો છે; એમાં શ્રીવિજયના કોઈ રાજાનો ઉલ્લેખ છે. બીજા ત્રણ લેખ શક ૬૦૬(ઈ. સ. ૬૮૪)ના છે. એમાં શ્રી જયનાગ નામે રાજાનો ને એના શ્રીવિજય રાજ્યનો ઉલ્લેખ છે. એના લેખમાં બૌદ્ધ ધર્મનો નિર્દેશ આવે છે. સંસ્કૃત લેખ શક ૬૯૭(ઈ. સ. ૭૭૫)નો છે. એમાં શ્રીવિજયના રાજાની ને બૌદ્ધ ચૈત્યોના બાંધકામની હકીકત આવે છે. ચીની ઇતિહાસ પરથી જણાય છે કે ઈ. સ. ૬૭૦ થી ૭૫૦ ના અરસામાં શ્રીવિજય રાજ્ય તરફથી ચીનમાં જુદા જુદા એલચી મોકલવામાં આવ્યા હતા. ચોથી સદીના એક ચીની અનુવાદમાં 'જય' નામે રાજ્યનો ઉલ્લેખ આવે છે, તે શ્રીવિજય રાજ્યને લગતો સહુથી પ્રાચીન ઉલ્લેખ છે. આ પરથી એમ માલૂમ પડે છે કે શ્રીવિજયનું રાજ્ય ઘણું વહેલું શરૂ થયું હશે; પરંતુ એની મહત્તા તો સાતમી સદીના અંતભાગમાં જામી જણાય છે.

બાલીમાં પ્રાચીન સંસ્કૃતિના અવશેષ બહુ ઓછા પ્રમાણમાં

મળે છે. એને લગતી મુખ્ય હકીકત ચીની-સાહિત્યમાંથી મળે છે. સહુથી પહેલો ઉલ્લેખ ઈ. સ. ૫૧૮ નો છે. ત્યાંના રાજાઓનું કુળનામ કૌંડિન્ય હતું ને રાજા ક્ષત્રિય વર્ણના ગણાતા. બીજો ઉલ્લેખ ઈ. સ. ૬૩૦ નો છે. ઇત્સિંગ દક્ષિણ સમુદ્રના દ્વીપોમાં આ દ્વીપ ગણાવે છે ને ત્યાં બૌદ્ધ ધર્મનો મૂલસર્વાસ્તિવાદ નિકાય પ્રચલિત હતો એમ જણાવે છે.

બોર્નિયોમાં યૂપ પર કોતરેલા ચાર શિલાલેખ મળ્યા છે, તેમાં અશ્વવર્માના પુત્ર મહારાજા મૂલવર્માએ કરેલા યજ્ઞની ને યજ્ઞ પ્રસંગે બ્રાહ્મણોને આપેલા સુવર્ણ અને ગાયોના દાનની હકીકત આવે છે. લિપિના મરોડ પરથી આ લેખો લગભગ ઈ. સ. ૪૦૦ ના જણાય છે. બીજા કેટલાક લેખોમાં अज्ञानाच्चीयते कर्म० અને ये धर्मा हेतुप्रभवा ० એ બૌદ્ધ ધર્મના શ્લોક કોતરેલા હોય છે. તામ્રપત્ર જેવાં સુવર્ણપત્ર પણ મળ્યાં છે. શૈવ, વૈષ્ણવ ને બૌદ્ધ ધર્મની પ્રતિમાઓ પણ મળી છે કેટલીક પ્રતિમાઓ તો સુવર્ણની પણ હોય છે.

આઠમી સદીમાં ઇન્ડોનેશિયામાં શૈલેન્દ્ર રાજ્યની સત્તા પ્રસરી, તે પહેલાંની છસાત સદીના ઇતિહાસ વિશે આવી થોડી થોડી માહિતી મળે છે, પરંતુ આટલી માહિતી પરથી પણ એટલા પ્રાચીન કાળમાં આ દ્વીપોમાં ભારતની સંસ્કૃતિનાં મૂળ કેટલાં બધાં ઊંડાં પ્રસર્યાં હતાં એની સ્પષ્ટ છાપ પડે છે.

# ૬. શૈલેન્દ્ર રાજ્ય

શૈલેન્દ્ર વંશના બે શિલાલેખ મધ્ય જાવામાં મળ્યા છે. પહેલો લેખ એ વંશના રાજા પણંકરણનો છે ને એમાં શક ૭૦૦ (ઈ. સ. ૭૭૮–૭૯)ની મિતિ આપી છે. બીજો લેખ એ વંશના રાજા ઇન્દ્રનો છે ને એની મિતિ શક ૭૦૪ (ઈ. સ. ૭૮૨–૮૩) છે. આ પરથી આઠમી સદીના ઉત્તરાર્ધમાં આ દેશ પર શૈલેન્દ્ર વંશની સત્તા પ્રવર્તતી હતી એમ કહી શકાય. બીજી બાજુ આ જ દેશમાં ઈ સ. ૭૩૨ થી ૯૨૭ સુધીના બીજા લેખો પરથી ત્યાંના એક એવા રાજવંશના ઉલ્લેખ મળે છે કે જેને માટે 'શૈલેન્દ્ર' નામનો પ્રયોગ ક્યાંય કરવામાં આવ્યો નથી આથી મધ્ય જાવામાં આ સમયે એકીસાથે બે રાજ્યોની સત્તા પ્રવર્તતી હોય એવું લાગે છે. આ બીજા વંશમાં આઠમી સદીમાં પનંગકરણ નામે રાજા થયો. એના નામ પરથી એ જ પેલો શૈલેન્દ્ર વંશનો રાજા પણંકરણ હશે એમ માનીને એક વિદ્વાને આ બે વંશને એક જ માન્યા છે, પરંતુ તો પછી આ બીજા વંશના લેખોમાં શૈલેન્દ્ર વંશનું વિખ્યાત નામ ક્યાંય દેખા દેતું નથી એ સમજવું મુશ્કેલ બને છે. આ રાજ્ય જાવાની અંદર એક નાનું સ્થાનિક રાજ્ય હતું, જ્યારે શૈલેન્દ્રોનું રાજ્ય તો સુવર્ણદ્વીપના ઘણા વિસ્તૃત પ્રદેશ પર સત્તા ધરાવતું. એ જોતાં એમ જણાય છે કે અહીંના આ સ્થાનિક રાજ્ય સાથે શૈલેન્દ્ર રાજાઓનો સંબંધ સર્વોપરી સત્તાધીશ તરીકેનો હોવો જોઈએ.

હવે પ્રશ્ન એ છે કે શૈલેન્દ્રોનું મૂળ રાજ્ય ક્યાં હશે આમ
તો એમનું સામ્રાજ્ય જાવા, સુમાત્રા ને મલાયા ઉપરાંત હિંદી
ચીનમાં આવેલાં ચંપા અને કંબોજ પર પણ પ્રસર્યું હતું,
છે, તે શ્રાવ... રાજ્ય આમાંના કયા દેશમાં સ્થપાયું હશે એ પ્રશ્ન ઘણો
પરથી એમ માલૂમ પ... માને છે કે સુમાત્રામાં આવેલું શ્રીવિજય રાજ્ય
હશે; પરંતુ એની મહત્તા હતું. આ મતનો મુખ્ય આધાર મલાયામાં
જણાય છે. ખરી રીતે આ શિલા પર એક નહિ,
જાલોમાં પ્રાચીન સંસ્કૃતિના

પણ બે અલગ લેખ કોતરેલા છે. પહેલા લેખમાં શ્રીવિજયના રાજાને લગતી હકીકત આપી છે, જેમાં એ રાજાનું નામ જણાવ્યું નથી, પરંતુ શક ૬૯૭( ઈ. સ. ૭૭૫-૭૬ )ની મિતિ આપી છે. બીજા લેખમાં વિષ્ણુ નામે રાજાધિરાજની પ્રશસ્તિ આવે છે. એની છેલ્લી પંક્તિમાં શૈલેન્દ્રવંશના શ્રીમહારાજ નામે રાજાનો ઉલ્લેખ છે. બનતાં સુધી આમાં શૈલેન્દ્રવંશના વિષ્ણુ મહારાજ નામે એક જ રાજાધિરાજનો નિર્દેશ છે. આ બીજા લેખમાં મિતિ આપી નથી. આમાંના પહેલા લેખમાંનો શ્રીવિજયનો ઉલ્લેખ ને બીજા લેખમાંનો શૈલેન્દ્ર વંશનો ઉલ્લેખ એક જ વંશને લગતો છે એમ માની લેવું એ શંકાસ્પદ છે. બીજી દલીલ એ છે કે ચોળ રાજાઓના લેખોમાં શૈલેન્દ્ર રાજાઓને શ્રીવિજયના રાજા કહ્યા છે, પરંતુ લેખોની વિગતો તપાસતાં જણાય છે કે એમને મુખ્યત્વે તો કટાહના રાજા કહ્યા છે; ને કટાહનું રાજ્ય તો મલાયામાં હતું, સત્તાધીશ તરીકે તો એ શ્રીવિજય પર પણ સત્તા ધરાવતા. ત્રીજી દલીલ એ છે કે જાબગના રાજાને મહારાજ કહે છે એવો ઉલ્લેખ આરબો કરે છે એ શૈલેન્દ્ર વંશના મહારાજાઓને લાગુ પડે છે ને જાબગ એ નામ શ્રીવિજય માટે વપરાતું. આમાંનો પહેલો મુદ્દો સંભવિત જણાય છે, પરંતુ જાબગ એટલે શ્રીવિજય એ મુદ્દો ઘણો શંકાસ્પદ છે. અરબ તવારીખની વિગતો તપાસતાં ઊલટું એમ લાગે છે કે આ શબ્દ હિંદી ચીનમાં આવેલા કટાહ રાજ્યને વધુ બંધ બેસે છે. દક્ષિણ ભારતમાં આને માટે शावक, सावक ને जावक જેવા શબ્દ વપરાતા. આરબો जावा, जावग, जावज જેવા શબ્દ વાપરતા. વળી સુમાત્રામાં શૈલેન્દ્રોના નામના લેખ મળતા નથી ને શ્રીવિજય રાજ્યના જે લેખ મળ્યા છે તેમાં શૈલેન્દ્રોનો ઉલ્લેખ આવતો નથી. આ મુદ્દો અભાવાત્મક હોવાથી નિર્ણાયક ન ગણાય, પરંતુ અહીં લક્ષ્યમાં લેવા જેવો ખરો. ચીની તવારીખમાં Chelifoche ને Sribuza એ બે શબ્દ શ્રીવિજય માટે વપરાયા છે, પરંતુ जावज ને Sribuza વચ્ચે ભેદ રહેલો છે. આ બધાં કારણોને લઈ ને શૈલેન્દ્રોનું મૂળ રાજ્ય સુમાત્રામાં હતું એમ માનવું યોગ્ય નથી.

કોઈ વિદ્વાનો એમ માને છે કે શૈલેન્દ્રોનું મૂળ રાજ્ય જાવામ હતું. નાલન્દાના એક તામ્રપત્રમાં સુવર્ણદ્વીપના રાજા બાલપુત્રદેવને ઉલ્લેખ આવે છે ને એમાં એના પિતામહને શૈલેન્દ્રવંશના ને યવ ભૂમિના રાજા તરીકે જણાવ્યા છે. આ પરથી એમ લાગે છે કે શૈલેન્દ્ર વંશનું રાજ્ય યવભૂમિમાં આવ્યું હતું આ લેખ અહીંના પાલ વંશના રાજા દેવપાલ( ૯ મી સદી )ના સમયનો છે. સામાન્ય રીતે યવભૂમિનો અર્થ જાવા થાય, પરંતુ અહીં તો એ શબ્દ સમસ્ત સુવર્ણદ્વીપના અર્થમાં વપરાયો લાગે છે. અરબો જેને જાવા પણ કહેતા એ જાવજના અર્થમાંય વપરાયો હોય. જાવા માટે બીજી દલીલ એ કરવામાં આવી છે કે શૈલેન્દ્રોના બે લેખ જાવામાં મળ્યા છે. ત્રીજું એ કે આ રાજાઓના સમયના શિલ્પ–સ્થાપત્યના ઉત્તમ નમૂના જાવામાં મળે છે. આ બંને મુદ્દા જાવા સાથેના શૈલેન્દ્રોના નિકટ સંબંધ માટે લક્ષમાં લેવા જેવા છે. પરંતુ માત્ર આટલા પરથી એમનું મુખ્ય કેન્દ્ર જાવામાં જ હતું એમ ન કહી શકાય; વળી શૈલેન્દ્રવંશના પણ કેન્ક ને સમરાગ્રીત જેવા રાજાઓના નામ જાવાના બીજા લેખોમાં દેખા દે છે એ મુદ્દા પર પણ વધુ આધાર ન રખાય. એનું કારણ પણ કેરને લગતી ચર્ચામાં અગાઉ જણાવ્યું છે. વળી આવાં થોડાંક નામો જ મળતાં આવે એ પરથી આખા વંશ માટે અનુમાન તારવવું યોગ્ય નથી. વળી અરબ તવારીખમાં જે જાવજ જેવા શબ્દ આવે છે તે ખરી રીતે જાવાને લાગુ પડતા નથી એ પણ અહીં ધ્યાનમાં રાખવા જેવું છે.

તો પછી શૈલેન્દ્રોનું રાજ્ય હતું ક્યાં! ડૉ. મજુમદારના મત અનુસાર એ રાજ્ય મલાયા દ્વીપકલ્પમાં આવેલું હોય એ વધુ સંભવિત જણાય છે. ત્યાં મળેલો પહેલો લેખ શ્રીવિજય ગજ્યની સત્તાના સમયનો ને બીજો લેખ એ પછી સ્થપાયેલી શૈલેન્દ્રોની સત્તાના આરંભકાળનો હોય એમ લાગે છે ચોલ રાજાઓના લેખોમાં આથી જ શૈલેન્દ્ર રાજાઓને કટાહના રાજા કહ્યા હશે. અરબ તવારીખમાં આવતા જાવજના ઉલ્લેખો પણ મલાયાને લાગુ પડે છે. પાછળથી આખા

સુવર્ણદ્વીપમાં ભલે જાવા મોખરે આવ્યું, પણ એ પહેલાં તો મલાયા જ સહુથી વધારે મહત્ત્વ ધરાવતું હશે. મલયદ્વીપના મલય લોકો, ત્યાંની મલય ભાષા, ને એમનું મલય નામ વખત જતાં ઇન્ડોનેશિયાના ટાપુઓમાં કેટલાં બધાં પ્રચલિત થયાં હતાં એ અહીં ખાસ લક્ષમાં લેવાવું જોઈએ પુરાતન અવશેષો જાવાની સરખામણીએ મલાયામાં ઘણા ઓછા મળે છે એ ખરું, પરંતુ ત્યાં હજી એટલું સંશોધન થયું નથી ને છતાં જેટલા અવશેષ મળ્યા છે તે સુમાત્રાની સરખામણીએ તો સંખ્યામાં તેમજ ગુણવત્તામાં વિચારણીય છે જ. આથી એકંદરે જોતાં શૈલેન્દ્રોના રાજ્યની સ્થાપના માટે સુમાત્રા કે જાવા કરતાં મલાયાનો સંભવ વધુ રહેલો છે એમ કહી શકાય.

આ શૈલેન્દ્રોના સમયમાં ઇન્ડોનેશિયાની અંદર ભારતની સંસ્કૃતિનો ઘણો વિકાસ થયો. સંસ્કૃત લેખોની લિપિનો નવો જ પ્રકાર દાખલ થયો. એ જોતાં જણાય છે કે આ લોકો ભારતમાંથી નવા આવ્યા હશે. 'શૈલેન્દ્ર' નામનો વિચાર કરતાં એમ લાગે છે કે એ પૂર્વ ભારતના કલિંગ દેશમાંથી આવ્યા હશે. કલિંગમાં આ અરસામાં ગાઙ્ગ ને શૈલોદ્ભવ નામે વંશનું રાજ્ય ચાલતું હતું. આ વંશના રાજાઓ પોતાને શૈલ (પર્વત)માં ઉદ્ભવ પામેલી ગંગાના વંશજ ગણાવતા. વિંધ્યપ્રદેશના શૈલવંશના એક લેખમાં તો આ સંબંધમાં શૈલેન્દ્ર શબ્દનો પ્રયોગ કરવામાં આવ્યો છે. શૈલેન્દ્ર એટલે ગિરિરાજ હિમાલય, જેમાંથી ગગા નદી ઉદ્ભવ પામે છે. આ પરથી આપણને શૈલેન્દ્ર નામમાં રહેલો અભિપ્રેત અર્થ જાણવા મળે છે. ચીની તવારીખમાં આ વખતે સુવર્ણદ્વીપના આ પ્રદેશ માટે 'કલિંગ' નામનો પ્રયોગ થતો એ ઉપરથી પણ શૈલેન્દ્ર લોકો કલિંગમાંથી આવ્યા હશે એ મતને સમર્થન મળે છે. કલિંગના ગાંગ રાજાઓના નામને છેડે પણ મહારાજ શબ્દ આવે છે. ગાંગ રાજાઓ 'ત્રિકલિંગાધિપતિ' કહેવાતા; આ ત્રિકલિંગ પરથી 'તેલંગણ' શબ્દ થયો છે. દક્ષિણ બ્રહ્મદેશમાં ય 'તેલિંગ' શબ્દ પ્રચલિત છે. આ બધા મુદ્દા લક્ષમાં લેતાં એમ લાગે છે કે

આઠમી સદીમાં ભારતના આ ભાગમાંથી લોકોનો એક નવો સમુદાય ઇન્ડોનેશિયામાં આવ્યો ને ત્યાં પોતાની સંસ્કૃતિને વિકસાવવા લાગ્યો.

શૈલેન્દ્રોની સત્તા મલાયા ને જાવા પર હતી એ તો ત્યાં મળેલા એમના શિલાલેખો પરથી સુવિદિત છે. નવમી સદીની અરબ તવારીખમાં શ્રીવિજય પર આ રાજ્યની સત્તા પ્રવર્તતી હતી એવો ઉલ્લેખ આવે છે. આ વખતે એમણે પોતાની સત્તા કંબુજ દેશ પર પણ પ્રસારી હતી. ચંપાના રાજ્ય પર જાવાએ અનેક હુમલા કરી એનો પરાભવ કરેલો એવા અનેક ઉલ્લેખ મળે છે. એમાં પણ છેવટે શૈલેન્દ્ર રાજ્ય જ અભિપ્રેત હોય એમ લાગે છે. થોડા જ વખતમાં કંબુજ દેશના રાજા જયવર્મા બીજા(ઈ. સ. ૮૦૨-૬૯)એ શૈલેન્દ્રોની સત્તાને તિલાંજલિ દીધી. એવી રીતે જાવાના સ્થાનિક રાજ્યે પણ આ અરસામાં પોતાની સ્વતંત્રતા પાછી મેળવી. અરબો આ રાજાઓને જાવજના મહારાજ કહેતા. એમની તવારીખમાં આ રાજ્યની જાહોજલાલીનો ઉલ્લેખ લગભગ ઈ. સ ૮૫૦ થી ૧૦૦૦ સુધી મળે છે. ચીની તવારીખમાં આ રાજ્યને Sanfotsi કહેતા. કેટલાક આનો અર્થ શ્રીવિજય કરે છે, પણ એને લગતી વિગતો મલાયાને વધુ લાગુ પડે છે. આખી દસમી સદી દરમિયાન આ રાજ્ય ચીન સાથે સારો નિકટ સંબંધ ધરાવતું હતું. ઈ. સ. ૯૯૦ ના અરસામાં એના પર જાવા તરફથી આક્રમણ થયું હતું, પરંતુ આખરે થોડા જ વર્ષમાં જાવાનું રાજ્ય તૂટી પડયું ને શૈલેન્દ્રોનું સંકટ ચાલ્યું ગયું.

અગિયારમી સદીમાં શૈલેન્દ્રોને દક્ષિણ ભારતના ચોલ રાજાઓ સાથે સંઘર્ષણ થયું. આ રાજાઓ હવે ધીમે ધીમે સમગ્ર દક્ષિણ ભારતના અધિપતિ બની [illegible] હતા. શરૂઆતમાં એમને શૈલેન્દ્રો સાથે સારો સંબંધ [illegible] લેખ રાંના એમના એક તામ્રશાસન પરથી માલૂમ [illegible]ભટાળનો હોય એમ લાગે (ને શ્રીવિજય) દેશના શૈલેન્દ્ર રાજા શૈલેન્દ્ર રાજાઓને કટાહના રાજા પિતા ચૂડામણિવર્માને નામે ચૂડામણિવર્મ-જાવજના ઉલ્લેખો પણ મલાયાને હતો; આ વિહારને ચોલ નરેશ

રાજરાજે પોતાના રાજ્યકાળના ૨૧ મા વર્ષે (ઈ. સ. ૧૦૦૫ માં) એક ગામનું દાન દીધું હતું. આ નાગપટ્ટન એ દક્ષિણ ભારતમાં તાંજોર પાસે આવેલું હાલનું નાગપટમ છે. આ લેખમાં શૈલેન્દ્ર રાજાઓને મકરધ્વજ કહ્યા છે એ પરથી એમનું રાજપ્રતીક મકરનું હતું એમ જાણવા મળે છે. આ લેખમાં જણાવેલા બંને શૈલેન્દ્ર રાજાઓનાં નામ ચીની તવારીખમાં પણ મળે છે. ચોલ રાજ્યમાં રાજરાજ (ઈ. સ ૯૮૫-૧૦૧૪) પછી રાજેન્દ્ર (ઈ. સ. ૧૦૧૪-૪૪) ગાદીએ આવ્યો. એના વખતમાં ચોલ રાજ્યના દરિયાઈ સૈન્યે સાગર પાર દિગ્વિજય કરીને કટાહ રાજ્યના ઘણા મુલક પર આધિપત્ય જમાવ્યું કટાહ ને શ્રીવિજયનાં નગર પણ જીતી લીધાં. ચોલરાજ્યના લેખોમાં આપેલી વિગતો પરથી માલૂમ પડે છે કે આ મુલક સુમાત્રાના પૂર્વ કિનારે તેમ મલાયાના મધ્ય ભાગમાં ને દક્ષિણ ભાગમાં આવ્યા હતા ને એ પરથી એ સમયે શૈલેન્દ્રોની સત્તા કયા પ્રદેશ પર હતી એનો ખ્યાલ આવે છે. આ દરમિયાન ચોલ નરેશે ભારતના પૂર્વકિનારે આવેલો કલિંગદેશ પણ જીતી લીધો હતો. પરંતુ થોડા જ દાયકામાં આ દેશ પાછો સ્વતંત્ર થઈ ગયો. દરિયાપાર આવેલા શૈલેન્દ્ર રાજ્ય પર આટલે દૂરથી સત્તા ટકાવી રાખવી એ તો આથીય વધુ મુશ્કેલ હતું. રાજેન્દ્ર ચોલની જેમ એના અનુગામી રાજાધિરાજ અને વીર રાજેન્દ્રે પણ કટાહ દેશ પર સૈન્ય મોકલ્યું હતું, પછી કુલોત્તુંગ(ઈ. સ. ૧૦૭૦-૧૧૧૯)ના સમયમાં આ બે રાજ્ય વચ્ચેનો સંબંધ કંઈ સુધર્યો લાગે છે. હવે શૈલેન્દ્રોના એલચીને ચીનના દરબારમાં બહુ માન મળવા લાગ્યું ને ચોલ રાજ્યના એલચીનો દરજ્જો ઊતરતો ગણાતો. આખરે ચોલ રાજ્યે શૈલેન્દ્રો પરના આધિપત્યનો પ્રયત્ન છોડી દીધો. સારાનરસા સંબંધના આ લાંબા કાળ દરમિયાન સુમાત્રામાં દક્ષિણ ભારતની ભાષા તથા લિપિની અસર પ્રસરી હતી.

શૈલેન્દ્રો હવે પોતાની પ્રતિષ્ઠા ટકાવીને બેસી રહ્યા. આખરે ઈ. સ. ૧૨૨૫ના અરસામાં સુમાત્રાની અંદર આવેલા તામ્રલિંગ નામે

રાજ્યના રાજા ચન્દ્રભાનુએ જાવક (એટલે કટાહ) રાજ્યની સત્તા સર કરી અને પાંડ્ય ને ચોલ જેવાં બીજાં રાજ્યોની મદદ લઈ સિલોન પર ચડાઈ કરી. પરંતુ આમાં એ સખત હાર પામ્યો ને ખરો લાભ પાંડ્ય રાજાને મળ્યો. હવે કટાહ રાજ્યની પડતી શરૂ થઈ. ઈ. સ. ૧૨૭૫ના અરસામાં જાવાના મહારાજા કૃતનગરે મલાયાનો કેટલોક ભાગ સર કર્યો સુમાત્રામાં આવેલું મલયુ રાજ્ય સ્વતંત્ર થઈ સત્તાઈ કરવા લાગ્યું. સિયામમાં આવેલા સુખોદય રાજ્યના થાઈ લોકોએ ઉત્તર વિભાગ જીતી લીધો. આ સંજોગોમાં કટાહે જ એક સ્થાનિક રાજ્ય તરીકે પોતાની સ્વતંત્રતા ટકાવી રાખી. ત્યાંની સ્થાનિક તવારીખમાં એના કેટલાક રાજાઓનાં નામ મળી આવે છે. આખરે ઈ. સ. ૧૪૭૪માં ત્યાંનો રાજા ઇસ્લામ ધર્મમાં ભળ્યો ને ત્યાં ભારતની પ્રાચીન સંસ્કૃતિનો અસ્ત થયો.

# ૭. મધ્ય જાવા ને પૂર્વ જાવાનાં રાજ્ય

જ્યારે શૈલેન્દ્ર રાજ્યની પડતી થતી હતી ત્યારે જાવામાં રાજસત્તાની ચડતી થતી હતી. જાવામાં રાજસત્તાનું કેન્દ્ર પહેલાં પશ્ચિમ જાવામાં હતું. ૭મી સદીમાં થયેલા પૂર્ણવર્માનું પાટનગર હાલના પાટનગરની નજીકમાં હતું. પછી લગભગ ઈ. સ. ૭૦૦માં સંજય નામે રાજાએ મધ્ય જાવામાં નવું રાજ્ય સ્થાપ્યું. આ રાજ્યનો મુખ્ય મુલક મતરામ કહેવાતો. ઈ. સ. ૯૦૭ ના તામ્રપત્રમાં આ રાજ્યના બીજા આઠ અનુગામી રાજાઓનાં નામ આપવામાં આવ્યાં છે. આમાં બીજું નામ શૈલેન્દ્ર રાજા પણંકરણના નામને મળતું આવે છે. ચીની તવારીખ પરથી જાણવા મળે છે કે ઈ. સ. ૭૫૦ ના અરસામાં સંજયના વંશજોને સોએક માઈલ જેટલું પૂર્વ તરફ હઠી જવું પડયું હતું. સોએક વર્ષ પછી આ રાજાઓને પોતાનો મૂળ પ્રદેશ પાછો મળ્યો. આથી આ દરમિયાન ત્યાં શૈલેન્દ્રોની સત્તા જામી એમ જણાય છે. પછી ઈ. સ. ૯૦૦ ના અરસામાં ત્યાં ધર્મોદય મહાશંભુ નામે રાજા થયો. એની સત્તા પૂર્વ જાવા પર પણ પ્રસરી હતી. એના પછી દક્ષોત્તમ ગાદીએ આવ્યો. એના લેખમાં સંજય સંવતનો ઉલ્લેખ આવે છે. તે પછી તુલોડોંગ ને વાવા નામે બે રાજા થયા. છેલ્લા રાજાના લેખ ઈ. સ. ૯૨૭ સુધીના મળે છે. એ પછી એકાદ વર્ષમાં જ મતરામ રાજ્યનો અંત આવ્યો ને નવી રાજસત્તા પૂર્વ જાવામાં સ્થપાઈ. જાવામાં પ્રાચીન સ્થાપત્યના જે ઉત્તમ નમૂના છે તે મધ્ય જાવામાં આ બે સદી દરમિયાન બંધાયા હતા, પરંતુ એનો ઘણો જશ શૈલેન્દ્ર વંશના સમ્રાટોને ઘટે છે.

પછી સત્તા તેમજ સંસ્કૃતિનું કેન્દ્ર પૂર્વ જાવામાં ગયું. આ રાજ્યના પહેલા રાજાનું નામ શ્રી. ઈશાનવિક્રમ ધર્મોત્તુંગદેવ છે. મતરામ રાજ્યના છેલ્લા રાજાના સમયમાં એ મહામાત્ય ને યુવરાજ જેવો અધિકાર ધરાવતો. કદાચ એ રાજાનો જમાઈ થતો હશે. એણે લગભગ ઈ. સ.

૯૨૯ થી ૯૪૭ સુધી રાજ્ય કર્યું લાગે છે. એણે અનેક શૈવ દેવાલય બંધાવ્યાં હતાં. એના પછી એની પુત્રી ઈશાનતુંગવિજયા ગાદીએ આવી. એનો વારસો એના પુત્ર મકુટવંશવર્ધનને મળ્યો. એની પુત્રી મહેન્દ્રદત્તા બાલીના રાજપુત્ર ઉદયનને પરણી હતી. એમના લેખો બાલીમાં મળે છે ને એની મિતિ ઈ. સ. ૧૦૦૦ની આસપાસની છે. આ સમયે પૂર્વ જાવામાં ધર્મવંશ નામે રાજા રાજ્ય કરતો હતો. કદાચ એ મકુટવંશવર્ધનનો મોટો જમાઈ હોવાને લીધે રાજગાદીનો વારસદાર બન્યો હશે. આ રાજાનું નામ જાવાના સાહિત્યક્ષેત્રમાં જાણીતું છે. એણે શૈલેન્દ્રોની ઉપરવટ જઈને ચીનની સાથે સીધો સ્વતંત્ર સંબંધ બાંધ્યો, આથી ઈ. સ. ૧૦૦૬ માં જાવા પર મોટી આફત આવી પડી. આમાં એ રાજા પણ મરણ પામ્યો. એના પછી એનો જમાઈ ઐરલંગ ગાદીએ આવ્યો. એ ઉદયન મહેન્દ્રદત્તાનો જ પુત્ર હતો. એણે દેશની અંધાધૂંધી દૂર કરી ધીમે ધીમે રાજસત્તા પુનઃ પ્રાપ્ત કરી. એનું મુખ્ય નામ અનંતવિક્રમોત્તુંગદેવ હતું. એણે શૈલેન્દ્રો સાથે સારો સંબંધ રાખ્યો. શૈલેન્દ્રો આ સમયે ચોલ રાજાઓ સાથે આથડતા હતા. આ ઉપરાંત કલિંગ, સિંહલ, દ્રવિડ ને ચંપા જેવા બીજા દેશો સાથે પણ જાવાનો સંપર્ક સધાયો. રાજકુળની ધર્મપ્રસાદોત્તુંગદેવી નામે એક સ્ત્રી એના મહામંત્રી તરીકે અધિકાર ધરાવતી હતી. આ રાજાએ છેવટમાં સંન્યાસ લીધો હતો. એનું નામ જાવાના ઇતિહાસમાં મહત્ત્વનું સ્થાન ધરાવે છે.

ઐરલંગને રાજગાદીનો વારસો જમાઈ તરીકે મળ્યો હતો ને એના વારસદાર તરીકે એની પુત્રીનો હક હતો; પરંતુ એણે સંન્યસ્ત અંગીકાર કર્યું, તેથી ગાદીના વારસા માટે એના બંને ભાઈ ઝઘડવા લાગ્યા. છેવટે સુલેહશાંતિ ખાતર ઐરલંગને રાજ્યના બે ભાગ પાડી બંનેને રીઝવવા પડ્યા. પશ્ચિમના ભાગને પંજલુ કહેતા; પાછળથી એ કડિરી તરીકે ઓળખાયું. પૂર્વના ભાગને જંગલ કહેતા. આ રાજ્યના માત્ર બે જ લેખ મળ્યા છે: એક ઈ. સ. ૧૦૫૩ નો ને બીજો ઈ. સ. ૧૦૬૦ નો. પછી આ રાજ્ય લાંબો વખત ટક્યું નહિ. બારમી સદીમાં

કડિરી જ આખા જાવાનું મુખ્ય રાજ્ય ગણાતું. આ રાજ્યમાં જયવર્ષ, કામેશ્વર, જયભય, સર્વેશ્વર, આર્યેશ્વર ને કૃતજય જેવા રાજાઓ થયા. એમના વખતમાં જાવામાં ભારતીય કલા અને સાહિત્યનો ઘણો વિકાસ થયો. છેલ્લા રાજા કૃતજયે બ્રાહ્મણો પર વર્ચસ જમાવવાની કોશિશ કરી ને એ ખટરાગને પરિણામે કડિરી રાજ્યનો અંત આવ્યો.

તુમપેલ નામે પ્રાંતના સૂબા અંગરોકે આ ખટરાગનો લાભ લઈ પોતાની સ્વતંત્રતા જાહેર કરી ને કુટરાજ નામે પાટનગરમાં રાજસ નામ ધારણ કરી નવું રાજ્ય સ્થાપ્યું. આખરે એણે કડિરી પર આક્રમણ કર્યું. રાજા કૃતજય યુદ્ધમાં પરાજય પામી પલાયન કરી ગયો ને કડિરીનો મુલક રાજસના રાજ્યમાં ભળી ગયો. કુટરાજનું નવું નામ 'સિંઘસારી' હતું; તે પરથી આ રાજ્ય પણ હવે **સિંઘસારી** કહેવાવા લાગ્યું. રાજસ ઈ. સ. ૧૨૨૭માં મૃત્યુ પામ્યો. સિંઘસારીમાં મળેલી પ્રજ્ઞાપાર-મિતાની પ્રાચીન પ્રતિમા રાજસની રાણીના સ્મારકરૂપ મનાય છે. એનો પુત્ર અનૂષપતિ રાજસનો વારસદાર બન્યો. એના પછી રાજસની બીજી રાણીના પુત્ર તોહજયે ગાદી કબજે કરી. એના મરણ પછી ગાદીનો વારસો પાછો અનૂષપતિના પુત્ર શ્રીજયવિષ્ણુવર્ધનને મળ્યો. એના પછી એનો પુત્ર કૃતનગર ગાદીએ આવ્યો. એણે લોકવિજય, અનિવાર્યવીર્ય ને નરસિંહમૂર્તિ જેવાં અનેક બિરુદ ધારણ કર્યાં. એણે ઈ. સ. ૧૨૮૪માં બાલીના રાજ્ય પર હુમલો કરી એના રાજાને હરાવ્યો, પછી સુમાત્રાના મલયુ રાજ્ય પર પોતાની સત્તા જમાવી. એવી રીતે મલાયા ને બોર્નિ-યોના કેટલાક મુલક પણ કબજે કર્યા. પશ્ચિમ જાવાનો સુંદ મુલક ને મદુરાનો ટાપુ પણ એની સત્તા નીચે આવ્યા. આમ કૃતનગર હવે સુવર્ણભૂમિનો મહારાજાધિરાજ બન્યો. કટાહના શૈલેન્દ્ર રાજ્યનું પ્રભુત્વ હવે અસ્ત પામી ગયું. ચંપાના રાજા જયસિંહવર્મા ચોથા સાથે લગ્ન-સંબંધ દ્વારા મૈત્રી બંધાઈ. ને ચીનના કુબ્લાખાનની ચડાઈને મુત્સદ્દી-ગીરીથી વારી રાખવામાં આવી. પરંતુ વિદેશનીતિમાં આવી ઉજ્જવળ સફળતા પામેલો રાજા દેશના આંતરિક વહીવટમાં નિષ્ફળ નીવડ્યો.

સિંધસારી પર કદિરીના સૂબા જયકતવંગની ખફા નજર હતી. એમાં એને કૃતનગરના નવા મંત્રીની ને મદુરાના એક સૂબાની મદદ મળી. મંત્રીએ જાવાની સેનાનો મોટો ભાગ સુમાત્રાના મલયુ રાજ્ય તરફ રવાના કર્યો ને સૂબા વીરરાજે જયકતવંગને આ તકની જાણ કરી. જયકતવંગે પણ પૂરી ચાલાકી વાપરી. શરૂઆતમાં ઉત્તર બ.જુથી થોડી સેના મોકલીને કૃતનગરનું ધ્યાન એ તરફ કેન્દ્રિત કર્યું. એ સેના છેક સિંધસારીની સીમામાં આવી પહોંચી ત્યાંસુધી કૃતનગર તો જયકતવંગની બેવફાઈની વાત માનતો જ નહોતો. આખરે જ્યારે એનો ભ્રમ ભાગ્યો ત્યારે એણે તરત એની સામે પોતાના બંને જમાઈ ને સેના લઈ રવાના કર્યા. આમાનો એક જમાઈ (અર્ધરાજ) તો આક્રમણ કરનાર જયકતવંગનો જ પુત્ર હતો, ને બીજો જમાઈ પોતાના પૂર્વજ રાજસના પૌત્ર મહીષ ચંપકનો પૌત્ર થતો હતો. એમણે કદિરીની સેનાને હરાવી પાછી હઠાવી. પરંતુ ત્યાં તો દક્ષિણ બાજુથી મોટી સેના ધસી આવી ને સીધી સિંધસારી પહોંચી ગઈ. રાજા કૃતનગર ને એના મંત્રી બંનેને મારી નાખવામાં આવ્યા. પરરતોન નામે એક ઐતિહાસિક પુસ્તકમાં આ વૃત્તાંત એવી રીતે આલેખવામાં આવ્યો છે કે જાણે કૃતનગર હમેશાં મદિરામાં ને મોજવિલાસમાં મસ્ત રહેતો, પરંતુ બીજે બધે એને ગુણવાન ગણાવવામાં આવ્યો છે એ તંત્રયાનમાં અનુરાગ ધરાવતો ને તંત્રયાનમાં આવા મોજવિલાસને સ્થાન હતું એ માન્યતા પરથી એને આવો ઉતારી પાડવામાં આવ્યો હશે.

સિત્તેર વર્ષમાં સિંધસારીના નવા રાજ્યનો અંત આવ્યો ને કદિરીના જૂના રાજ્યનો પુનરુદય થયો, પરંતુ જયકતવંગે સ્થાપેલી સત્તા થોડાં જ વર્ષમાં તૂટી પડી. મદુરાનો વીતરાજ એનો મળતિયો હતો. અર્ધરાજ તો એનો પુત્ર જ હતો, પરંતુ કૃતનગરનો બીજો જમાઈ વિજય એ એનો પ્રબળ પ્રતિસ્પર્ધી હતો. જયકતવંગે સિંધસારી કબજે કર્યું ને અર્ધરાજ પિતાના પક્ષમાં ભળી ગયો. એ પછી વિજયને જાવામાંથી પલાયન થઈ મદુરા ચાલ્યા જવું પડ્યું હતું. ત્યાં એણે

વીતરાજની મદદ માગી. વીતરાજે એને ખુલ્લી મદદ ન કરી, પણ એક કૂટ યોજના ઘડી આપી. આ અનુસાર વિજયે જાવામાં જઈ જયકતવંગ સાથે મેળ કર્યો ને પાટનગરથી દૂર વસવાટ માટે થોડી પડતર જમીન પડાવી. પછી એ જગાએ એણે ધીમે ધીમે પોતાની સત્તા જમાવવા માંડી. આ જગાને મજાપહિત કહે છે. એનો અર્થ विल्वतिक्त ( કડવું બીલું ) થાય છે. કડવા બિલ્વ વૃક્ષની જેમ એનું રાજ્ય દૃઢમૂલક બન્યું એટલે એણે કડિરી પર આક્રમણ કરવા માટે વીરરાજની મદદ માગી. વીરરાજ આ સાહસ ખેડવા ખુશી નહોતો, એટલામાં વિજયને બીજી દિશામાંથી અણધારી મદદ મળી ગઈ. કુબ્લાખાને કૃતનગરને વારંવાર કહેણ મોકલ્યા છતાં એ એનું ઉપરીપણું સ્વીકારતો નહોતો. આથી આખરે કુબ્લાખાને કંટાળીને એની સામે મોટી સેના રવાના કરી હતી. આ સેના જાવાને કિનારે ઊતરી ત્યારે અહીં તો જયકતવંગનું રાજ્ય ચાલતું હતું ને મજાપહિતનો રાજા એની સત્તા તોડી પાડવાનો લાગ શોધતો હતો. વિજયે આ તકનો લાભ લઈ ચીની સેનાને આવકાર આપ્યો ને કુબ્લાખાનની સત્તાનો સ્વીકાર કર્યો. જયકતવંગે મંત્રીને ચીની સેનાનો સામનો કરવા મોકલ્યો ને પોતે મજાપહિત પર ચડાઈ કરી. ચીની સેના મંત્રીના સૈન્યને હરાવીને વિજયની વહારે આવી પહોંચી ને મજાપહિત સુરક્ષિત રહ્યું પછી તો ઊલટો કડિરી પર હુમલો થયો ને જયકતવંગ કેદ પકડાયો. વિજયને હવે ચીની સેનાની આડખીલી ખૂંચવા લાગી ને તરત એણે એને પાછી રવાના કરી દઈને કુબ્લાખાન સાથે મૈત્રી સાધી. આમ પાછો કડિરી રાજ્યનો અંત આવ્યો ને સિંઘસારીના અનુસંધાનમાં મજાપહિત રાજ્યનો આરંભ થયો.

સિંઘસારીના કૃતનગરે સુવર્ણદ્વીપમાં જમાવેલું આધિપત્ય મજાપહિત રાજ્યે પુનઃ પ્રાપ્ત કર્યું. ઈ. સ. ૧૨૯૪માં વિજયે કૃતરાજસ નામ ધારણ કરી પૂર્વ જાવા પર પોતાની સત્તા જમાવી. આમ એ રાજસનો જ વંશજ હતો ને વળી કૃતનગરનો જમાઈ થતો હતો. એ કૃતનગરની ચાર કુંવરીઓને પરણ્યો હતો. એમાંની એકનું નામ ગાયત્રી

હતુ; એને બે પુત્રી હતી; જ્યારે બાકીની બહેનોને કંઇ સંતાન નહોતું. કૃતનગરના સમયમાં જે સેના મલયુ મોકલવામાં આવી હતી તે હવે જાવા પાછી ફરી હતી. એની સાથે ત્યાંથી ત્યાંની બે રાજકુંવરી આવી હતી. એમાંની નાની ઇન્દ્રેશ્વરી આ કૃતરાજસની રાણી બની. એને એક પુત્ર થયો. એ રાજવારસ થયો. કૃતરાજસના સમયમાં બીજા કંઈ મહત્ત્વના બનાવ બન્યા નથી. એના દરબારમાં મદુરાનો વીતરાજ મોટો દરજ્જો ધરાવતો હતો. કૃતરાજસ પછી એનો પુત્ર જયનગર ગાદીએ આવ્યો. એના વખતમાં કૃતરાજસના સમયમાં નારાજ રહેલા અનેક દરબારીઓ બળવો કરવા લાગ્યા. એમાં વીતરાજ ને એનો પુત્ર નંબી પણ સામેલ થયા. કુટી નામે એક ધર્મપુત્રે તો એક વાર રાજાને નગર છોડી જવાની ફરજ પાડી હતી. આ આપત્તિમાં મહાપતિ નામે એક મંત્રી રાજાનો ખરો મદદગાર રહ્યો હતો. આગળ જતાં ગજમદ નામે મંત્રી રાજાનો માનીતો બન્યો ને ધીમે ધીમે મહામાત્યની પદવીએ પહોંચ્યો. આ સમયે મજાપહિત રાજ્યની સત્તા સમગ્ર જાવા ઉપરાંત મદુરા, બોર્નિયો વગેરે બીજા ટાપુઓ પર પણ પ્રસરી હતી, પરંતુ રાજ્યની અંદર શાંતિ ટકતી નહોતી. કૃતનગરનો વારસો ખરી રીતે એની પુત્રી ગાયત્રીની કુંવરીઓનો હતો એ કારણે એમના લગ્ન માટે ઘણી ખટપટ ચાલતી હતી. જયનગર પોતે પણ એમાંની એક કુંવરીને પરણવા માગતો હતો, પરંતુ એવામાં એ અચાનક મરણ પામ્યો. એને પુત્ર નહોતો. ગાદીની મૂળ વારસદાર ગાયત્રી ભિક્ષુણી બની હતી, આથી રાજ્યનો વહીવટ એના વતી એની મોટી પુત્રી ત્રિભુવનોત્તુંગદેવી કરવા લાગી. એ 'જીવનની કુંવરી' કહેવાતી; જીવન એ પેલા જંગલ રાજ્યનું નવું નામ હતું. એના પતિનું નામ કૃતવર્ધન હતું. નાની કુંવરી 'કહિરીની કુંવરી' કહેવાતી. એનું નામ વિજયદેવી હતું ને એના પતિનું નામ વિજયરાજસ હતું. આ રાજ્યકાળમાં મહામંત્રી ગજમદનું મહત્ત્વ ઘણું વધી ગયું હતું. ઈ. સ. ૧૩૫૦ માં ગાયત્રી મરણ પામી, એટલે હવે ત્રિભુવનોત્તુંગદેવીનો રાજસનગર નામ ધારણ કરી ગાદીએ બેઠો. એણે સુંદની રાજકુંવરીને

પરણવા માટે એ રાજ્ય પર જોહુકમી દાખવી હતી. આ રાજાના સમયમાં લખાયેલ 'નાગરકૃતાગમ' નામે પુસ્તકમાં આપેલી માહિતી મુજબ આ સમયે જાવાની સત્તા સુમાત્રા બોર્નિયો ને મલાયાના અનેક મુલક પર તેમજ બાલી ને સુંબાવા જેવા બીજા ટાપુઓ પર પણ પ્રવર્તતી હતી. લગભગ આખું ઇન્ડોનેશિયા મજાપહિતની આણ નીચે આવી ગયું હતું. આમાં ગજમદનો ફાળો નોંધપાત્ર છે.

એરલંગની જેમ રાજસનગરના વારસો માટે ઘણી ખટપટ થવા લાગી. પટરાણી પરમેશ્વરીને માત્ર કુસુમવર્ધની નામે પુત્રી જ હતી. પટરાણીની બહેન ઇશ્વિરીને નાગવર્ધની નામે પુત્રી હતી તેમ વિક્રમવર્ધન નામે એક પુત્ર પણ હતો. આમાં ગાદીના વારસા પર મુખ્ય હક્ક કુસુમવર્ધનીનો હતો ને એણે વિક્રમવર્ધન સાથે લગ્ન કર્યું હોવાથી એ પણ ફાવ્યો હતો. આથી આ બે બહેનોના કુટુંબ વચ્ચે ઝઘડા જેવું હતું નહિ. પરંતુ રાજાને એક બીજી રાણી હતી ને એને એક પુત્ર હતો; આ પુત્રને રાજાએ વિક્રમવર્ધનની બહેન નાગવર્ધની સાથે પરણાવ્યો. આથી એ 'વીરભૂમિનો કુંવર' નિમાયો. વીરભૂમિનું રાજ્ય એ સમયે લગભગ સ્વતંત્ર જેવું ગણાતું. રાજસનગરના મૃત્યુ પછી વિક્રમવર્ધન ગાદીએ આવ્યો ને એનો પુત્ર યુવરાજ નિમાયો, પરંતુ યુવરાજ અકાળ મૃત્યુ પામ્યો ને વારમો રાણીનો ગણાવા લાગ્યો. વિક્રમવર્ધન ઈ. સ. ૧૪૩૭માં મરણ પામ્યો ને રાણી રાજ્ય કરવા લાગી. એના પછી એની પુત્રી સુહિતા ગાદીએ આવી. વિક્રમવર્ધનના સમયમાં વીરભૂમિના કુંવરે સત્તા પડાવી લેવા કોશિશ કરી હતી, પરતુ આખરે એ પકડાઈને માર્યો ગયો હતો. સુહિતા પછી એનો નાનો ભાઈ કૃતવિજય રાજા થયો. પછી રાજસવર્ધન ગાદીએ આવ્યો. હવે ધીમે ધીમે આ રાજ્યની સત્તા ઘટતી જતી હતી ને ઈ. સ. ૧૪૭૮ માં મજાપહિત રાજ્યનો સર્વ અસ્ત પામ્યો. કેટલાક એમ માને છે કે આ રાજ્યનો નાશ આ અરસામાં અહીં આવેલા મુસલમાનોના આક્રમણને લીધે થયો. પરંતુ આ પછી ઈ. સ. ૧૪૮૬માં રણવિજય જેવા હિંદુ રાજાનો ઉલ્લેખ

આવે છે. રણવિજય એ દહનપુર(કદિરી)નો રાજા હતો ને એણે જ મજાપહિત કબજે કર્યું જણાય છે. પછી જાવામાં થોડાં વર્ષ સુધી હિંદુ રાજ્ય ચાલુ રહ્યું. આખરે ઈ. સ. ૧૫૨૫ના અરસામાં મુસલમાનોએ જાવાના જુદા જુદા મુલક જીતી લીધા ને જાવાનો છેલ્લો રાજા વતન છોડી બાલીમાં વસવાટ કરવા ચાલ્યો ગયો...

પૂર્વ જાવાના આધિપત્ય દરમિયાન સુમાત્રામાં મલયુ રાજ્યની સત્તા જોરમાં આવતી હતી. ત્યાંના રાજાઓ તંત્રયાન તરફ અનુરાગ ધરાવતા. ત્યાંના કેટલાક લેખ દક્ષિણ ભારતની ગ્રન્થલિપિમાં લખાતા. તેરમી સદીમાં આરબ વેપારીઓ સુમાત્રામાં આવવા લાગ્યા ને ઉત્તર-સુમાત્રામાં રહેતી પછાત પ્રજામાં ઇસ્લામનો પ્રચાર કરતા રહ્યા. વેપારીઓ છેક અરબસ્તાનમાંથી નહિ, પણ ભારતમાંથી ( ખાસ કરીને ગુજરાતમાંથી ) ત્યાં જતા હતા. પંદરમી સદીમાં સુમાત્રાના કેટલાક રાજાઓ મુસલમાન બન્યા. આ અરસામાં મલયુના રાજા પરમેશ્વરે જાવાના રાજાના ત્રાસથી વતન છોડીને મલાયામાં મલાક્કાનું નવું રાજ્ય સ્થાપ્યું હતું. એના પુત્ર સિકંદર શાહે ઇસ્લામ ધર્મ અપનાવ્યો. સોળમી સદીમાં ઇસ્લામ ધર્મ સુમાત્રા, મલાયા, જાવા ને બોર્નિયોમાં ઘણો પ્રચાર પામ્યો. હિંદુ સંસ્કૃતિની અસર ઝડપથી નાબૂદ થવા લાગી; માત્ર બાલીમાં જ આ સંસ્કૃતિ ચાલુ રહી. ઇન્ડોનેશિયામાં આવેલા મુસલમાનોનો મોટો વર્ગ પણ આમ તો ભારતમાંથી જ આવ્યો હતો, પરંતુ એમની સંસ્કૃતિ ભારતની સંસ્કૃતિથી ઘણી ભિન્ન છે. બાલીના લોકોની રહેણીકરણીમાં તેમજ સમગ્ર ઇન્ડોનેશિયાની ભાષામાં તથા ભૂમિમાં ભારતની સંસ્કૃતિના અનેક અવશેષ હજી મોજૂદ છે.

# ખંડ ૩ : ધર્મ

## ૮. બ્રાહ્મણ ધર્મ

પ્રાચીન ઇન્ડોનેશિયાના રાજ્યવંશોની ને એમના ઉત્કીર્ણ લેખોની હકીકત પરથી ઇન્ડોનેશિયાના પ્રાચીન રાજકીય ઇતિહાસમાં ભારતની સંસ્કૃતિની કેટલી બધી અસર રહેલી હતી એનો સ્પષ્ટ ખ્યાલ આવે છે. ભારતની સંસ્કૃતિની આવી અસર ત્યાંની પ્રજાના સાંસ્કૃતિક જીવન પર પણ વ્યાપી હતી. આ અસર મુખ્યતઃ ધર્મના ક્ષેત્રમાં પ્રસરી હતી ને ધર્મ દ્વારા સમાજ, સાહિત્ય ને શિલ્પ જેવાં ઇતર ક્ષેત્રોમાં વ્યાપી હતી. એથી પહેલાં ઇન્ડોનેશિયાના પ્રાચીન ધર્મ વિશે વિચાર કરીએ.

ભારતના લોકો ઇન્ડોનેશિયામાં વસતા થયા ત્યારથી ત્યાં અહીંના બ્રાહ્મણધર્મનાં બીજ વવાયાં. શિવ, વિષ્ણુ, શક્તિ, આદિત્ય, બ્રહ્મા ઇત્યાદિ સર્વ નાના-મોટા દેવદેવીઓની ઉપાસના થવા લાગી. પરંતુ આ બધાંમાં મુખ્ય સ્થાન શિવનું રહ્યું. બ્રાહ્મણધર્મનાં દેવાલયોનો મોટો ભાગ શિવાલયોનો છે ને બ્રાહ્મણધર્મનાં દેવદેવીઓની મૂર્તિઓમાં શિવલિંગ, શક્તિ, ગણેશ, કાર્તિકેય ને નંદીની મૂર્તિઓ ઘણી મોટી સંખ્યા ધરાવે છે. મધ્ય જાવામાં ડિયંગ પ્રદેશનાં પ્રાચીન દેવાલયોમાં મોજૂદ રહેલી મૂર્તિઓ શિવ, દુર્ગા ને ગણેશની છે ને એ ઉપરાંત બ્રહ્મા ને વિષ્ણુની ય મૂર્તિઓ છે. પ્રંબનન પ્રદેશનાં દેવાલયોમાં ય મહત્ત્વનું સ્થાન શિવાલયોનું છે. લારા જોંગરંગનાં મુખ્ય ત્રણ દેવાલયોમાં વચલું વિશાળ દેવાલય શિવનું છે; એની ઉત્તરે વિષ્ણુનું ને દક્ષિણે બ્રહ્માનું દેવાલય છે; ને શિવાલયની સામે નંદીનો મંડપ છે. શિવાલયની દીવાલો પર ગણપતિ ને મહિષાસુરમર્દિનીનાં શિલ્પ છે. પૂર્વ જાવાનાં પ્રાચીન દેવાલયોમાં પણ મુખ્યતઃ શિવલિંગ જોવામાં આવે છે. કેટલાંક દેવાલયોનાં ગર્ભગૃહોમાં મુખ્ય મૂર્તિ મોજૂદ ન હોય, ત્યાં એનાં ઇતર શિલ્પમાં શિવ, દુર્ગા, ગણેશ, નંદીશ્વર ને મહાકાલનું મુખ્ય સ્થાન તરી આવે છે

ને એ આધારે એ દેવાલયોના ગર્ભગૃહમાં શિવલિંગની પ્રતિષ્ઠા થયેલી એવું અનુમાન કરી શકાય છે. સુમાત્રાનાં પ્રાચીન દેવાલય મુખ્યતઃ બૌદ્ધધર્મનાં છે, પરંતુ ત્યાંની છૂટી મૂર્તિઓમાં કેટલીક કાંસાની મૂર્તિઓ શિવની છે બોર્નિયોની પ્રાચીન પ્રતિમાઓમાં મહાદેવની ચતુર્ભુજ મૂર્તિ ઉપરાંત ગણેશ, કાર્તિકેય, નંદીશ્વર ને મહાકાલની મૂર્તિઓ નોંધપાત્ર છે. ફિલિપાઈન જેવા બીજા ટાપુઓમાં પણ શિવની પ્રાચીન મૂર્તિઓ મળી આવે છે. બ્રહ્મણધર્મ હાલ માત્ર બાલી ટાપુમાં ચાલુ રહ્યો છે. ત્યાંનાં અર્વાચીન દેવાલયોમાં મેરુ પ્રકારનાં દેવાલયો મહત્ત્વનું સ્થાન ધરાવે છે. એમાં પણ મુખ્ય દેવાલય શિવનું હોય છે ને એની ઉત્તરે વિષ્ણુનું ને દક્ષિણે બ્રહ્માનું દેવાલય હોય છે.

આ રીતે પ્રાચીન ઇન્ડોનેશિયામાં બ્રહ્મા વિષ્ણુ ને શિવ એ ત્રણેય મુખ્ય દેવોની ઉપાસના થતી ને એ ત્રણમાં શિવને પ્રાધાન્ય અપાતું. દેવાલયો ને મૂર્તિઓની જેમ શિલાલેખો ને સાહિત્ય પણ આ હકીકતનું સમર્થન કરે છે. દાખલા તરીકે, મધ્ય જાવાના મહારાજા સંજયને લગતા શિલાલેખના મંગલાચરણમાં પહેલા ત્રણ શ્લોક શિવની સ્તુતિના આવે છે ને એ પછી માત્ર એકેક શ્લોક બ્રહ્મા ને વિષ્ણુની સ્તુતિનો આપવામાં આવ્યો છે. એવી રીતે આપણા અમરકોશના જેવો જ अमरमाला નામે કોશ જાવામાં રચાયો હતો, એમાં જુદા જુદા દેવોનાં નામોમાં સહુથી પહેલાં શિવનાં નામ ગણાવવામાં આવ્યાં છે. ભુવનકોશ ને ભુવનસંક્ષેપ જેવાં અમુક પુસ્તકોમાં તેમજ કેટલાક સ્તોત્રોમાંય શિવનો મહિમા રહેલો છે.

ઇન્ડોનેશિયાની પ્રાચીન મૂર્તિઓમાં શિવનાં બન્ને સ્વરૂપ—રૌદ્ર તેમજ સૌમ્ય—મૂર્ત થાય છે. સૌમ્ય સ્વરૂપને મહાદેવ કહે છે ને રૌદ્ર સ્વરૂપને મહાકાલ કહે છે. મહાદેવની મૂર્તિને એક મુખ ને ૨ હાથ હોય છે. મહાકાલની મૂર્તિમાં ભૈરવની ભીષણતા તરી [illegible] છે. કેટલીક વાર તે શિયાળ કે શ્વાન પર આરૂઢ હોય છે, એના આખા દેહ પર ખોપરીનાં આભૂષણ હોય છે ને એના હાથમાં

ત્રિશૂલ, ડમરુ, ખંજર ને કપાલ-પાત્ર હોય છે મહાદેવની શક્તિને મહાદેવી કહે છે ને મહાકાલની શક્તિને મહાકાલી કહે છે. ગણેશની મૂર્તિઓ ઠેકઠેકાણે મળી આવે છે; અહીંની જેમ ત્યાં પણ એ વિઘ્નહર્તા તરીકે ઘણો મહિમા ધરાવતા. કાર્તિકેયની મૂર્તિમાં શક્તિનું આયુધ ને મયૂરનું વાહન જોવામાં આવે છે. એને કાં તો એક મુખ ને બે હાથ હોય છે કે કાં તો ૭ મુખ ને બાર હાથ હોય છે આ ઉપરાંત શિવની લિંગપૂજા પણ ઘણી પ્રચલિત હતી. પરંતુ આ લિંગપૂજા પૂર્વજપૂજા સાથે સંકલિત હતી. લિંગ પરની મુખાકૃતિ, જેને મુખલિંગ કહે છે, તેમાં સદ્ગત પૂર્વજની અંગત મુખાકૃતિનું પ્રતિબિંબ યોજવામાં આવતું. ઘણાં શિવાલયોનાં લિંગની પ્રતિષ્ઠા આ રીતે અમુક પૂર્વજોના સ્મારકરૂપે કરવામાં આવેલી જણાય છે.

વિષ્ણુની મૂર્તિઓ સરખામણીએ ઘણી ઓછી મળે છે. સામાન્ય રીતે એને ચાર હાથ હોય છે ને એમાં એ શંખ, ચક્ર, ગદા ને પદ્મ ધારણ કરે છે. વિષ્ણુની અનન્ત-શયન (શેષશાયી) મૂર્તિ પણ મળી આવે છે. વિષ્ણુની સાથે લક્ષ્મી ને ગરુડની મૂર્તિ હોય છે. આ ઉપરાંત વિષ્ણુના કૃષ્ણ, રામ, વરાહ, નરસિંહ, ઇત્યાદિ અવતારોનીય મૂર્તિઓ મળી આવે છે. બ્રહ્માની મૂર્તિઓ તો આથીય ઘણી ઓછી સંખ્યા ધરાવે છે. ચતુર્મુખ ને હંસવાહનને લીધે એ તરત જ ઓળખાઈ આવે છે. જ્યાં જ્યાં બ્રહ્મા, વિષ્ણુ ને શિવની મૂર્તિ સાથે મૂકવામાં આવી હોય છે, ત્યાં ત્યાં હંમેશાં શિવની સરખામણીએ બ્રહ્મા ને વિષ્ણુ ગૌણસ્થાન ધરાવે છે. આ ઉપરાંત યમ, વરુણ, ઇન્દ્ર, અગ્નિ ને કુબેર જેવા દિક્પાલોની તથા ઇતર ગૌણ દેવોની મૂર્તિઓય મળે છે. આ રીતે ત્યાં બ્રાહ્મણ ધર્મનાં લગભગ બધાં દેવદેવીઓની ઉપાસના થતી હતી. તદુપરાંત મહર્ષિ અગસ્ત્યની મૂર્તિ (ફલક ૩) ઠેકઠેકાણે જોવામાં આવે છે. એમાં બે હાથ, મોટી ફાંદ, દાઢી, મૂછ ને કમંડલ તથા અક્ષમાલાવાળા વયોવૃદ્ધ ઋષિની ઊભી આકૃતિ મૂર્ત થાય છે. એમણે કરેલા સમુદ્રપાનની કથાને સુવર્ણદ્વીપમાં જણાતા એમના મહિમા સાથે સાંકળતાં એવો ધ્વનિ નીકળે છે કે વિન્ધ્ય

પર્વત ઓળંગી દક્ષિણાપથમાં આગેકૂચ કરનાર એ મહર્ષિએ પછી સમુદ્ર ઓળંગી એની પાર આવેલા સુવર્ણદ્વીપ સુધી પોતાની સંસ્કૃતિ પ્રસારી હતી.

ધર્મમાં પર્વતો ને નદીઓના માહાત્મ્યનો સમાવેશ થતો હોવાથી ઇન્ડોનેશિયાના પર્વતો ને નદીઓમાં ભારતના પર્વતો ને નદીઓની ભાવના આરોપવામાં આવતી. દાખલા તરીકે, ત્યાંના એક પુરાણમાં એવી વાત આવે છે કે મન્દર પર્વત મૂળ તો જમ્બુદ્વીપમાં હતો, ત્યાંથી દેવો એનો ઉપલો ભાગ ઉખાડીને જાવામાં લાવ્યા, ત્યાં પહેલાં એને પશ્ચિમમાં ગોઠવ્યો ને પછી ત્યાંથી પૂર્વમાં ખસેડ્યો. આ વાતમાં દેવો ને દાનવોએ કરેલા સમુદ્રમંથનનો, મહાદેવે કરેલા વિષપાનનો ને મોહિનીના રૂપમાં વિષ્ણુએ વહેંચેલા અમૃતનો પ્રસંગ પણ આવે છે.

સુવર્ણદ્વીપના પ્રાચીન સાહિત્યમાં તેમજ બાલી ટાપુના અર્વાચીન રીતરિવાજમાં જે ધાર્મિક વિધિ ને માન્યતાઓ જોવામાં આવે છે તેમાં પણ ભારતની સંસ્કૃતિનું જ દર્શન થાય છે. આચમન, જપ, પ્રાણાયામ, મંત્ર, ભસ્મ, ગાયત્રી, ધ્યાન, સ્તોત્ર, અભિષેક, મુદ્રા, આસન, ગન્ધ, અક્ષત, પુષ્પ, ધૂપ, દીપ, શિખા, યજ્ઞોપવીત ઇત્યાદિ વિવિધ વિધિમાં ભારતનો બ્રાહ્મણધર્મ દષ્ટિગોચર થાય છે. ને મંત્રો પણ કેવા !

मन्त्रहीनं क्रियाहीनं भक्तिहीनं महेश्वर ।
यत्पूजितं मया देव परिपूर्ण तदस्तु मे ॥

यज्ञोपवीतं परमं पवित्रं प्रजापतेर्यत्सहजं पुरस्तात् ।
आयुष्यमग्र्यं प्रतिमुञ्च शुभ्रं यज्ञोपवीतं बलमस्तु तेजः ॥

નદીઓમાં પણ ગંગા, યમુના, સરયૂ, સરસ્વતી, સિન્ધુ, નર્મદા, ગોદાવરી ને કાવેરી જેવાં નામોનું સ્મરણ ! સર્પસેવન, નરસિંહધ્યાન ને ગારુડેય મંત્રમાં પણ બ્રાહ્મણધર્મ યથાતથ નજરે પડે છે. ગરુડનો મંત્ર તો વિષભક્ષના નિવારણ માટે રોજ ભોજન પહેલાં બોલવાનો !

ઇન્ડોનેશિયાના બ્રાહ્મણધર્મમાં સમન્વય દષ્ટિને ઠીક મહત્ત્વ આપ-

વામાં આવતું. શિવ ને શક્તિની એકતા અર્ધનારીશ્વરની મૂર્તિમાં વ્યક્ત થાય છે. ડાબું અંગ શક્તિનું ને જમણું અંગ શિવનું—એવો એ એક જ સંયુક્ત દેહ ! એવી રીતે વિષ્ણુ ને શિવનો અભેદ હરિહરની મૂર્તિમાં વ્યક્ત કરવામાં આવે છે. એમાં ડાબું અંગ હરિનું ને જમણું અંગ હરનું હોય છે. વળી બ્રહ્મા, વિષ્ણુ ને શિવની સંયુક્ત ત્રિમૂર્તિ પણ પ્રચલિત હતી. જેમ સૂર્ય અને વિષ્ણુને સૂર્યનારાયણરૂપે અહીં એક માનવામાં આવે છે તેમ શિવ અને સૂર્યને શિવાદિત્ય-રૂપે ત્યાં એક માનવામાં આવતા. વળી ગીતામાં જેમ પ્રકૃતિ ને પુરુષથી પર એક પરમ તત્ત્વ જણાવવામાં આવે છે તેમ સુવર્ણદ્વીપમાં બ્રહ્મા વિષ્ણુ ને શિવથી પર એવું એક પરમ તત્ત્વ ગણવામાં આવતું. એને એ પરમેશ્વર, જગન્નાથ, જગત્પ્રમાણ ને ભટ્ટારગુરુ જેવાં નામે ઓળખતા. આમ સુવર્ણદ્વીપમાં ભિન્ન દેવોની સમાનતા ને એકતા અંગે સમન્વય પર ઘણો ભાર મૂકવામાં આવતો. છતાં એ સમન્વયમાંય શિવના પ્રાધાન્યને ભાગ્યેજ વીસરી જતા ને છેવટે પરમેશ્વરને પણ શિવનું જ સ્વરૂપ માની લેતા !

# ૯. બૌદ્ધ ધર્મ

બ્રાહ્મણ ધર્મની જેમ બૌદ્ધ ધર્મ પણ સુવર્ણદ્વીપમાં ઘણો પ્રચલિત હતો. ફાહ્યાનના સમયમાં (ઈ. સ. ૪૧૫) ત્યાં બૌદ્ધધર્મની અસર પ્રસરી નહોતી, પરંતુ એ પછી થોડાં જ વર્ષમાં ભારતથી ગુણવર્મા નામે બૌદ્ધ વિદ્વાન સિલોન થઈ ત્યાં ગયા ને ત્યારથી ત્યાં બૌદ્ધ ધર્મ પ્રચલિત થયો. સાતમી સદી સુધી એમાં હીનયાન જ પ્રવર્તતો હતો, પરંતુ આઠમી સદીથી મહાયાનની મહત્તા જામવા લાગી. શૈલેન્દ્ર વંશના સમયમાં જાવા-સુમાત્રામાં બૌદ્ધ ધર્મનાં અનેક દેવાલય બંધાયાં. મધ્ય જાવ.ના પ્રંબનન પ્રદેશમાં કલસનના મંદિરમાં તારાની પ્રતિમા પૂજાતી, સારિના મંદિરમાં બુદ્ધો ને બોધિસત્ત્વોની પૂજા થતી ને સેવુના મુખ્ય મંદિરમાંય કોઈ બૌદ્ધ દેવતાની મૂર્તિ હતી. હાલ તો આ મૂર્તિઓ ત્યાં મોજૂદ રહી નથી. કેડુ પ્રદેશમાં મેંદૂતના મુખ્ય મંદિરમાં વચ્ચે બુદ્ધ ભગવાનની ને બે બાજુએ બે બોધિસત્ત્વની મૂર્તિ છે; એનાં આઠ ગૌણ મંદિરોમાં આઠ બોધિસત્ત્વની મૂર્તિ છે. બોરોબુદુરનું વિશ્વવિખ્યાત દેવાલય એની નજીકમાં આવેલું છે. એમાં જુદા જુદા ધ્યાની બુદ્ધોની ને અનેક નાના મોટા સ્તૂપોની સ્થાપના કરવામાં આવી છે. વળી એમાં બુદ્ધચરિત ને જાતકકથાના વિવિધ પ્રસંગ કોતરવામાં આવ્યા છે. આવી રીતે પૂર્વ જાવા ને સુમાત્રામાં પણ બુદ્ધો ને બોધિસત્ત્વોની અનેક પ્રાચીન પ્રતિમાઓ મળે છે. બોર્નિયો ને સિલીબીસ જેવા બીજા ટાપુઓમાં પણ આવી અનેક પ્રતિમાઓ મળે છે.

ગૌતમ બુદ્ધ, બોધિસત્ત્વ, અવલોકિતેશ્વર, મૈત્રેય, મંજુશ્રી ને તારાની ઉપાસના ઘણી પ્રચલિત હતી. મહાયાન ધર્મના લગભગ બધા દેવો – આદિ બુદ્ધ, ધ્યાની બુદ્ધો, માનુષી બુદ્ધો, બોધિસત્ત્વો, તારાઓ, [illegible]પારમિતા–સુવર્ણદ્વીપમાં દેખા દે છે. મહાયાનના અંતિમ કાળના [illegible]ાં લક્ષણ પણ ત્યાં નજરે પડે છે. એમાં બ્રાહ્મણધર્મના દેવોનો ધીમે ધીમે બૌદ્ધ ધર્મમાં સમાવેશ કરવામાં આવ્યો, પરંતુ એમને બુદ્ધો

ને બોધિસત્ત્વોના અનુચર તરીકેનું ગૌણ સ્થાન આપવામાં આવ્યું. પાછળથી તો એમને આથીય બૂરી દશામાં મૂકવામાં આવ્યા. હેરુક, હયગ્રીવ, ભ્રૂકુટિ ને ત્રૈલોક્યવિજય જેવા નવા દેવો મૂર્ત થતાં, ગણેશ, શિવ, વિષ્ણુ ને શક્તિ જેવાં દેવદેવીઓને એ નવા બૌદ્ધ દેવોના ચરણ નીચે રગદોળવામાં આવ્યાં ! ને આ દેવોનું સ્વરૂપ ભૈરવ જેવું બીહણ રાખવામાં આવતું. તન્ત્રયાને ભારતની જેમ ઇન્ડોનેશિયાના મહાયાન ધર્મ પર પ્રબળ અસર કરી. આ અસરની શરૂઆત મગધના પાલવંશ સાથે સંપર્ક રાખતા શૈલેન્દ્રવંશના સમયમાં થઈ હતી. ઐરલંગ, જયભય ને કૃતનગર જેવા રાજાઓએ તન્ત્રયાનને વધુ પ્રચલિત બનાવ્યો. શૈવ ધર્મના ભૈરવસંપ્રદાયે તન્ત્રયાનને પુષ્ટિ આપી. પરંતુ તાંત્રિક વિદ્યાના ગૂઢ ધામમાં શક્તિ ને પંચમકારાદિની આરાધના ઐહિક ભોગવિલાસ તરીકે થવા લાગી ને સમાજમાં તન્ત્રયાનની પ્રતિષ્ઠા હલકી પડવા લાગી.

તન્ત્રયાનના ભૈરવવાદ દ્વારા બ્રાહ્મણધર્મ ને બૌદ્ધ ધર્મનો સમન્વય થતો ગયો. ભારતમાં બુદ્ધને વિષ્ણુના અવતાર તરીકે અપનાવવામાં આવ્યા હતા. એવી રીતે ઇન્ડોનેશિયામાં બુદ્ધને શિવના નાના ભાઈ ગણવામાં આવ્યા. શિવાદિત્યની જેમ શિવ–બુદ્ધના સંયુક્ત સ્વરૂપની કલ્પના પ્રચાર પામી. જેમ કૃતરાજસને હરિ–હર–સ્વરૂપે મૂર્ત કરવામાં આવ્યા તેમ કૃતનગરને શિવ–બુદ્ધ–સ્વરૂપે મૂર્ત કરવામાં આવ્યા હતા. પછી ભૈરવ સાથે શિવ વિષ્ણુ ને બુદ્ધ એ ત્રણે દેવની એકતા સ્થાપીને એ ત્રણેય મોટા દેવોનો સમન્વય સાધવામાં આવ્યો. હજી બાલીનાં દેવાલયોમાં શિવ ને બુદ્ધની ઉપાસના સાથે સાથે થાય છે. મોટા ઉત્સવોને પ્રસંગે ચાર શૈવ ને એક બૌદ્ધ પૂજારી સાથે મળીને કામ કરે છે. લોકોના મનમાં 'એ શિવ, એ બુદ્ધ'ની ભાવના રહેલી છે ને રાજશબના અગ્નિસંસ્કાર સમયે બન્ને સંપ્રદાયના પુરોહિતોનાં જલ મિશ્રિત કરવામાં આવે છે. જાવાના એક પ્રાચીન પુસ્તકમાં ઈશ્વર (શિવ), બ્રહ્મા ને વિષ્ણુને બૌદ્ધ દેવોમાં સ્થાન આપવામાં આવ્યું છે. શૈવ ધર્મ, વૈષ્ણવ ધર્મ ને બૌદ્ધ ધર્મના આ સમન્વયનો જશ તન્ત્રયાનને જાય છે,

પરંતુ તન્ત્રયાનને લીધે આ નવો ધર્મને ઘણો ગેરલાભ થયો એ પણ લક્ષમાં લેવા જેવું છે.

મજાપહિત રાજ્યની પડતી થતાં ઇન્ડોનેશિયાના ઘણા ટાપુઓમાં ઇસ્લામ ધર્મની આણ ફેલાવા લાગી ને ત્યાં અનેક સૈકાથી પ્રવર્તતો બ્રાહ્મણધર્મ ને બૌદ્ધ ધર્મ ઝડપથી નાબૂદ થતો ગયો. આ ધર્મ હાલ માત્ર બાલી ટાપુમાં ને લોમ્બોકના પશ્ચિમ ભાગમાં મોજૂદ રહ્યો છે. ત્યાં આપણને આ ધર્મનું જે જીવંત સ્વરૂપ જોવા મળે છે તે પરથી અગાઉ સમગ્ર સુવર્ણદ્વીપમાં પ્રસરેલા એના પ્રાચીન સ્વરૂપનો સારો ખ્યાલ આવે છે. બાલીના લોકો દેવો ને ભૂતોમાં બહુ માને છે. દરેક ઘરમાં દેવસેવા કરવાનો રિવાજ હોય છે ને દરેક ગૃહસ્થ સૂર્યસેવન દ્વારા સૂર્યસ્વરૂપે રહેલા શિવની આરાધના કરે છે. સાર્વજનિક દેવાલયોમાં ૭ દેવાલયો ઘણો મહિમા ધરાવે છે ને વાસુકી ગામમાં આવેલું દેવાલય એમાં મુખ્ય મનાય છે. દેવાલયના બ્રાહ્મણ પૂજારીને 'પદણ્ડ' કહે છે. કોઈ બાબતમાં ઈશ્વરની ઇચ્છા શી છે એ જાણવા માટે તક્સુ નામે દેવનો કોઈના દેહમાં પ્રવેશ કરાવવામાં આવે છે. પિતૃઓની પૂજા પણ ઘણી પ્રચલિત છે. કાલ ને દુર્ગા જેવા દેવતાઓને પશુનું બલિદાન દેવામાં આવે છે. પૂજામાં ઘી, કુશ, તલ ને મધ જેવા પદાર્થો આવશ્યક ગણાય છે. નદીના તીર્થોદકનો મહિમા ઘણો મનાય છે. ત્યાંની નદીઓનાં નામ ગંગા, યમુના, સિંધુ, સરયૂ, નર્મદા, ગોદાવરી ને કાવેરી રાખવામાં આવ્યાં છે ને મહત્ત્વના પ્રસંગો માટે એ નદીઓના ઉદકને મન્ત્ર વડે વધુ પવિત્ર બનાવવામાં આવે છે. ઇન્ડોનેશિયાના પ્રાચીન ધર્મના આ અર્વાચીન અવશેષમાંય ભારતની સંસ્કૃતિનું કેટલું બધું પ્રતિબિંબ પડે છે!

# ખંડ ૪ : સાહિત્ય

## ૧૦. રામાયણ, મહાભારત ને પુરાણો

ઇન્ડોનેશિયાના પ્રાચીન સાહિત્યમાં તો ભારતની સંસ્કૃતિનું પ્રતિબિંબ પુષ્કળ પ્રમાણમાં જોવા મળે છે. એમાંય રામાયણ, મહાભારત ને પુરાણોની અસર ઘણી વ્યાપી હતી. આખ્યાનો, મહાકાવ્યો, છાયાનાટકો, ધર્મશાસ્ત્ર ને કાલ્પનિક કથાઓનાં ઘણાં પુસ્તકોની મુખ્ય હકીકત ભારતના પ્રાચીન સાહિત્યમાંથી લેવામાં આવેલી જણાય છે. પશ્ચિમ જાવાના આધિપત્ય દરમિયાન કોતરાયેલા લેખો કાં તો શુદ્ધ સંસ્કૃતમાં કે કાં તો ત્યાંની મલયભાષામાં લખાયેલા છે. આ સમયનું કંઈ સાહિત્ય હાલ ઉપલબ્ધ નથી, પરંતુ એ સમયે બ્રાહ્મણધર્મ અને બૌદ્ધ ધર્મનાં પ્રાચીન સંસ્કૃત પુસ્તકો જ પ્રચલિત થયાં હશે એમ લાગે છે. મધ્ય જાવાના આધિપત્ય દરમિયાન ઇન્ડોનેશિયામાં એક નવી જ ભાષા ઘડાવા લાગી. એ નવી ભાષાની ઉત્પત્તિ ભારતની સંસ્કૃત ભાષા ને જાવાની તળપદી ભાષાના સંગમમાંથી થઈ. ઇન્ડોનેશિયાની પ્રજા ત્યાંની મૂળ ભાષાને તિલાંજલિ આપી દે એ અસંભવિત હતું; ને ભારતની સંસ્કૃતિનાં વહેણ ત્યાં સંસ્કૃત ભાષાની મદદ વિના સાહિત્યમાં ઉતારવાંય મુશ્કેલ હતાં. આથી જેનું મૂળ સ્થાનિક ભાષાનું રહે ને જેના અંકુરમાં સંસ્કૃત ભાષાની સમૃદ્ધ કલમ દાખલ કરવામાં આવે તેવી એક નવી મિશ્રિત ભાષા આપોઆપ ઘડાતી ગઈ. આ ભારત–જાવાનીઝ ભાષાને પહેલાં 'કાવી' કહેતા, પણ હવે એને **'પ્રાચીન–જાવાનીઝ'** કહે છે. આ ભાષાનું સહુથી પ્રાચીન લખાણ હાલ મધ્ય જાવામાં શૈલેન્દ્રવંશના શક ૭૦૦ના લેખમાં મળે છે. પ્રાચીન–જાવાનીઝ સાહિત્યનાં એકત્રણ પ્રાચીન પુસ્તક મધ્ય જાવાના અમલ વખતનાં ગણાય છે, પરંતુ તે પુસ્તકોનો કાલનિર્ણય હજી વિવાદગ્રસ્ત છે. આ સાહિત્યનો ખરો પુરબહાર વિકાસ

પૂર્વ જાવાના કડિરી, સિંઘસારી ને મજપહિત રાજ્યના સમયમાં ( અર્થાત્ લગભગ ઈ. સ. ૧૦૦૦–૧૫૦૦માં ) થયો. એ પછી જાવાના હિંદુઓએ ઇસ્લામના આક્રમણને લીધે વતન તજી બાલીમાં જઈ એ સાહિત્યની પ્રણાલી જારી રાખી. આ સાહિત્યને મધ્ય-જાવાનીઝ સાહિત્ય કહે છે. આમાં સ્થાનિક ભાષા ને સ્થાનિક પ્રણાલીની અસર પ્રમાણમાં કંઈક વધવા લાગી. ૭ સાત સદી પછી વળી જાવામાં ભારત-જાવાનીઝ સાહિત્યની પ્રવૃત્તિ પાછી સજીવન થવા પામી, પરંતુ ત્યાં હવે હિંદુઓની રાજસત્તાના અભાવે હિંદુઓની સંસ્કૃતિની અસર ઘણે અંશે નાબૂદ થઈ ગઈ હતી. એથી આ નવા સાહિત્યમાં ભાષા, શૈલી તેમજ વિષય પરત્વે જાવાની સ્થાનિક સંસ્કૃતિનું પ્રાબલ્ય જામ્યું. જાવાના આ નવા સાહિત્યને નૂતન-જાવાનીઝ સાહિત્ય કહે છે ને એની કૃત્રિમ ઉત્કૃષ્ટ ભાષાને કાવી ભાષા કહે છે,

ઇન્ડોનેશિયામાં ભારતના સાહિત્યની અસર ધર્મશાસ્ત્ર ને ઇતિહાસ-પુરાણથી શરૂ થઈ જણાય છે, ઇન્ડોનેશિયાના સાહિત્યમાં 'વેદ' કે 'વેદ સાહિત્ય' જેવું કંઈ ઉપલબ્ધ નથી. બાલીના બ્રાહ્મણો હજી હિંદુ-ધર્મના મન્ત્રો પઢતા હોય છે ને એમાં ગાયત્રીમંત્રના ચરણોય સમાવેશ થતો હોય છે. પરંતુ એમને વેદના સાહિત્યનો તો શું. વિષયનોય કંઈ ખરો ખ્યાલ હોતો નથી. માત્ર ચાર વેદનાં નામ જ પરિચિત છે, બાકી એ તો ગૂઢમંત્રોને જ 'વેદ' સમજ્યા કરે છે! બાલીના બ્રહ્માંડપુરાણમાં ત્રણ વેદનો ઉલ્લેખ આવે છે, પણ એમાંય દ્રવ્યસ્તોત્ર, ગુણસ્તોત્ર, કર્મ-સ્તોત્ર ને બીજસ્તોત્રની વાત આવે છે. બાલીમાં 'ચતુર્વેદ' નામે પુસ્તકની પ્રત હાથ લાગી ત્યારે એમાં ચાર વેદ પ્રાપ્ત થશે એવી આશા સેવાતી હતી. પરંતુ એનું સંશોધન થતાં એ પુસ્તક તો નારાયણાથર્વશીર્ષોપનિષદ નીકળ્યું; એ ઉપનિષદના ચાર ખંડને એમાં ચાર વેદનાં 'શીર્ષ' કહ્યાં
બાલીના પંડિતોએ એને 'ચતુર્વેદ'નું નામ આપ્યું હતું! એમના
'ની અંદર પણ બૌદ્ધ દેવોના પૂજનની માહિતી આવે છે. આથી હાલ તો ત્યાં વેદ જેવું કંઈ સાહિત્ય ઉપલબ્ધ નથી એ નિઃશંક છે.

ભારતના બ્રાહ્મણો પહેલાં કદી વેદનું સાહિત્ય એ દેશમાં લઈ ગયા હોય તો એ વિશે કંઈ પ્રમાણ રહ્યું નથી.

રામાયણ, મહાભારત ને પુરાણ તો સમસ્ત સુવર્ણદ્વીપમાં પ્રચલિત હતાં. રામાયણની કથા તો ચીન, તિબેટ, કંબોજ, ચંપા, સિયામ, મલાયા, જાવા ને બાલી જેવા અનેક દેશોમાં પ્રચલિત હતી ભારતમાં જેમ રામાયણનાં જુદાં જુદાં કથાનક જોવામાં આવે છે તેમ આ દેશોમાં પણ એનાં જુદાં જુદાં અનેક કથાનક મળી આવે છે. એમાં વાલ્મીકિના સંસ્કૃત રામાયણને મળતું આવે એવું તો પ્રાચીન-જાવાનીઝ સાહિત્યનું 'રામાયણ કકાવીન' છે. કકાવીન એટલે કાવી ભાષાનું કાવ્ય. એમાં આપણા રામાયણની જેમ ૭ કે સાત કાંડ નથી, તેમ એ આપણા રામાયણનો અનુવાદ નથી; વસ્તુતઃ એ કાવી ભાષાનું એક સ્વતંત્ર મહાકાવ્ય છે. આ મહાકાવ્ય ૨૬ સર્ગનું છે ને દરેક સર્ગ જુદા જુદા સંસ્કૃત છંદમાં રચેલો છે. પહેલા સર્ગમાં દશરથના ચરિતની, ઋષ્યશૃંગ પાસે કરાવેલા યજ્ઞની, પુત્ર-પ્રાપ્તિની ને વિશ્વામિત્રે યજ્ઞરક્ષણ માટે કરેલી રામની માગણીની કથા આવે છે. બીજા સર્ગમાં રામ-લક્ષ્મણના વનગમનની, દિવ્યાસ્ત્રપ્રાપ્તિની, તાડકાવધની, મારીચના પરાભવની, સીતાના સ્વયંવરની, રામ-વિવાહની ને પરશુરામ સાથેના સંઘર્ષણની કથા આપી છે. ત્રીજા સર્ગમાં કૈકેયીના કારસ્તાનનો, રામ-લક્ષ્મણ-સીતાના વનવાસનો ને ભરતમિલાપનો પ્રસંગ આલેખવામાં આવ્યા છે. ચોથા સર્ગમાં વિરાધવધની ને શૂર્પણખા-દંડની અને પાંચમા સર્ગમાં ખરદૂષણના વધની, સુવર્ણમૃગના છળકપટની ને સીતાના અપહરણની વાત આવે છે. છઠ્ઠા સર્ગમાં જટાયુવધની, સુગ્રીવમૈત્રીની ને વાલીવધની, સાતમા સર્ગમાં રામવિરહની, સુગ્રીવના પ્રમાદની ને વાનરોના પ્રયાણની, આઠમા સર્ગમાં હનુમાનના લંકાવતરણની ને સીતામિલાપની, નવમા-દસમા-અગિયારમા સર્ગમાં હનુમાનનાં પરાક્રમોની, બારમા-તેરમા-ચૌદમા સર્ગમાં રાવણની સભામાં ચાલેલી મંત્રણાની, પંદરમા સર્ગમાં વિભીષણમિલાપની, અને સોળમા સર્ગમાં સેતુબંધની

કથા આપવામાં આવી છે. એ પછી યુદ્ધની તૈયારીનો ને યુદ્ધનો વિસ્તૃત વૃત્તાંત આવે છે. યુદ્ધની સમાપ્તિ પછી સીતાની અગ્નિપરીક્ષા તથા સ્વીકૃતિ થાય છે ને સહુ સ્વજનો સુખે પાછાં ફરે છે, ત્યાં આ રામાયણની કથા સમાપ્ત થાય છે. એમાં વાલ્મીકિના ઉત્તરકાંડની કથાનો સમાવેશ થતો નથી એ નોંધપાત્ર છે. આ મહાકાવ્યનો કર્તા યોગીશ્વર છે ને એનો સમય પ્રાયઃ શક ૧૦૧૬ ( ઈ. સ. ૧૦૯૪ )નો મનાય છે. એમાં આવતા પુરાતન પ્રયોગો પરથી એમ ફલિત થાય છે કે એનું કથાનક પ્રાચીન–જાવાનીઝ ભાષાના કોઈ વધુ પ્રાચીન પુસ્તક પરથી લેવાયું હશે. પ્રસ્તુત રામાયણ ને સંસ્કૃત રામાયણની મૂળ કથા વચ્ચે એટલું બધું સામ્ય રહેલું છે કે એ પ્રાચીન પુસ્તકનો આધાર તો આખરે અહીંનું સંસ્કૃત રામાયણ જ હોઈ શકે. નૂતન–જાવાનીઝ સાહિત્યમાં 'સેરત રામ' નામે કાવ્ય છે તે આ પ્રાચીન–જાવાનીઝ રામાયણના આધારે લખાયું છે.

સંસ્કૃત રામાયણ પહેલાં તો યુદ્ધકાંડથી સમાપ્ત થતું; ઉત્તરકાંડ તો એમાં પાછળથી ઉમેરાયો જણાય છે. પ્રાચીન–જાવાનીઝ સાહિત્યમાં આ ઉત્તરકાંડનો અનુવાદ અલગ પુસ્તકરૂપે કરવામાં આવ્યો છે. આ અનુવાદ ગદ્યમાં છે ને એમાં વચ્ચે વચ્ચે થોડા સંસ્કૃત શ્લોક આપવામાં આવ્યા છે. એનાં છેલ્લાં બે પ્રકરણોને મહાભારતના છેલ્લા પર્વોની ઢબે રામપ્રસ્થાનિક ને સ્વર્ગારોહણ કહેવામાં આવ્યાં છે. બાલીનીઝ સાહિત્યમાંય ઉત્તરકાંડનો આવો એક અનુવાદ છે; એ આના કરતાં કંઈક ટૂંકો છે.

જાવા, બાલી ને મલાયાના સાહિત્યમાં રામાયણને લગતાં બીજાં અનેક પુસ્તક મળી આવે છે, પરંતુ તેમાં રામચરિતની કથા સંસ્કૃત રામાયણ કરતાં ઘણી જુદી રીતે આલેખવામાં આવે છે. ભારતમાંય બૌદ્ધ ને જૈન સાહિત્યમાં આવી જ વાચના (recensions) જોવામાં આવે છે.

ઇન્ડોનેશિયાની વાચનામાં કથાનો આરંભ છેક આદમના વખતથી કરવામાં આવે છે ને એમાં ઇસ્લામી અસર સ્પષ્ટ તરી આવે છે. પછી

રાવણ ને દશરથનો પૂર્વ-વૃત્તાંત આવે છે. દાનવેંદ્ર કુવચેન્દ્રની ઇન્દ્રપુરી બ્રહ્મરાજે લઈ લીધી ને પોતે એની પુત્રી ચિત્રવંતી સાથે વિવાહ કર્યો. પછી એમને ચિત્રવહ નામે પુત્ર થયો. ચિત્રવહ મોટો થતાં કુવચેન્દ્રના જ્યેષ્ઠ પુત્ર નીતિ-કુવચની પુત્રીને પરણ્યો ને એનાથી એને દશમુખ નામે પુત્ર થયો. નીતિકુવચના ભાઈ સુમાલીની પુત્રી સુકેશી પણ એની પત્ની હતી, એનાથી એને ત્યાં કુંભકર્ણ-શૂર્પણખાનું જોડકું જન્મ્યું દશમુખે લંકામાં સત્તા જમાવી ને ત્યાં એ 'રાવણ' કહેવાયો. બ્રહ્મરાજના સાથીદાર આદીશ્વરને બે પુત્ર હતા. એમાં મોટો 'આદીશ્વર મહારાજા' નામ ધારણ કરી રાજા થયો. એના કાકા ગુટકનેય બે પુત્ર હતા; એમાં મોટો ગૌતમ હતો, પણ એને સંસારમાં મન નહોતું, તેથી રાજ્યનો વારસો નાના ભાઈ ઋષિકાલને મળ્યો. પાછળથી ગૌતમ સંસારી થયો ને એને અંજની નામે એક પુત્રી અને સુબલી ને સુગ્રીવ નામે બે પુત્ર થયા. વિષ્ણુ કૃતવીર્ય તરીકે અવતર્યા હતા. એમને અર્જુન નામે પુત્ર થયો. પહેલાં એ દ્વિભુજ ને પછી સહસ્રભુજ બન્યો. એની પત્ની સત્યવતી તરફ રાવણે દાનત બગાડી, પણ અર્જુને એની ખો ભુલાવી. એવી રીતે તારાવતીને કારણે સુબલીએ પણ એને ખોખરો કર્યો હતો. આદીશ્વર મહારાજા વલ્યદારુ ને મંદોદરી નામે બે વિદ્યાધરીને પરણ્યા હતા ને હવે 'દશરથ' કહેવાતા હતા. રાવણે હવે આ મંદોદરી તરફ મીટ માંડી. મંદોદરીએ એની આંખમાં ધૂળ નાખી. એણે પોતાની પ્રતિકૃતિ રજૂ કરી ને રાવણ એ કૃત્રિમ મંદોદરીને લઈ ગયો! પછી દશરથની રાણી વલ્યદારુને ભાર્ગવ નામે ને મંદોદરીને સુદંક નામે પુત્ર થયો. એ બે વિષ્ણુ ને વાસુકિનો અવતાર હતા. દરમ્યાન રાવણને ઇન્દ્રજિત અને વિભીષણને મેઘનાદ નામે પુત્ર થયો. રાવણની રાણી મંદોદરીને એક કન્યા જન્મી. એને માતાએ પેટીમાં પૂરી દરિયામાં વહેતી મૂકી. એને દશરથના પિતરાઈ ઋષિકાલે ઉછેરી. એનું નામ સીતા હતું ને એ શ્રીનો અવતાર હતી. એ મોટી થઈ ત્યારે આકાશમાંથી ધનુષ પડ્યું. આ ધનુષ નમાવે ને નવ તાડને વીંધી બતાવે તેને સીતા

પરણાવવાનું નક્કી થયું. રાવણ ૭ તાડ વીંધીને હારી ગયો. આ૫ દશરથના પુત્ર ભાર્ગવે આ કાર્ય સિદ્ધ કર્યું. એમનો વિવાહ થયે સીતાનો ગર્ભ અંજનીના ઉદરમાં મૂકવામાં આવ્યો ને હનુમાનનો જન્મ થયો. આમ હનુમાન રામના પુત્ર હતા ! આગળ જતાં ભાર્ગવ 'રામ' થયા ને મુર્દક 'લક્ષ્મણ' થયા. દશરથે એમને ઘેર તેડાવ્યા, પણ એ તો અરણ્યમાં જ રહ્યા. પછી લક્ષ્મણને શૂર્પણખા સાથે ઘર્ષણ થયું ને રાવણે સીતાનું હરણ કર્યું. રામ–સુગ્રીવે એકબીજાને મદદ કરી ને રામે લંકા પર ચડાઈ કરી. રાવણને અધમૂઓ કરી કુંભર નીચે દાટવામાં આવ્યો ને લંકાનું રાજ્ય વિભીષણના પુત્રને મળ્યું. સીતાની અગ્નિપરીક્ષા થઈ ને એને એની જનેતા મંદોદરીનો મેળાપ થયો. આગળ જતાં રામને સીતાના ચારિત્ર્ય પર શંકા આવી ને એમણે એના દેહાંત દંડ માટે લક્ષ્મણને આજ્ઞા આપી. લક્ષ્મણે સીતાને એક ઋષિના આશ્રમમાં મૂકી ને સીતાને બદલે કૂતરાના અવશેષ રજૂ કર્યા ત્યાં સીતાને કુશલવ નામે પુત્ર જન્મ્યો. મોટો થતાં એ ભારે પરાક્રમી નીવડયો. આ વાત લક્ષ્મણના જાણવામાં આવતાં એણે રામ ને સીતા વચ્ચે સમાધાન કરાવ્યું. કુશલવનો વિવાહ ઇન્દ્રજિતની પુત્રી સાથે કરવામાં આવ્યો. આ રીતે આ કથાનકમાં અનેક પ્રસંગો જુદી રીતે આલેખવામાં આવ્યા છે. આમાં સીતાની મૂળ ઉત્પત્તિ રાવણની પુત્રી તરીકે થયેલી એ પ્રસંગ જૈનોના ઉત્તરપુરાણમાંય દેખા દે છે એ નોંધપાત્ર છે. વાલ્મીકિના રામાયણમાંય જનક તો એના પાલક પિતા જ હતા એવું આવે છે એ પણ સૂચક છે.

મધ્ય જાવાના લારા–જોંગરંગનાં મંદિરોમાં તેમ જ પૂર્વ જાવાનાં પનતરન મંદિરોમાં રામાયણના પ્રસંગો શિલ્પ દ્વારા રજૂ કરવામાં આવ્યા છે. એમાં કથાનકની સમાપ્તિ યુદ્ધકાંડથી થાય છે ને મુખ્ય પ્રસંગો વાલ્મીકિ–રામાયણના પ્રસંગો સાથે ઘણું સામ્ય ધરાવે છે.

જાવા ને બાલીમાં મહાભારતનાં ઘણાં પર્વ મળી આવ્યાં છે. એનાંય અનેક રૂપાંતરો તો છે, પરંતુ એમાં કથાનક એકસરખું જ નીકળે

છે. પ્રાચીન-જાવાનીઝ આદિપર્વમાં મહાભારતનાં અઢારેય પર્વોનાં નામ આપવામાં આવ્યાં છે. આદિપર્વ, વિરાટપર્વ, ઉદ્યોગપર્વ ને ભીષ્મપર્વ ઈ. સ. ૧૦૦૦ના અરસામાં લખાયા લાગે છે. આદિપર્વની શરૂઆત પૌલોમપર્વથી થાય છે ને પાંડવોની કથા ખાંડવદાહ સુધી પહોંચે છે. વિરાટપર્વની પ્રત વિરાટ નગરના યુદ્ધપ્રસંગની અધવચમાં અધૂરી રહી જાય છે. ઉદ્યોગપર્વનો આરંભ પાંડવોની યુદ્ધમંત્રણાથી થાય છે ને એનો અંત કૃષ્ણવિષ્ટિથી આવે છે. ભીષ્મપર્વ જાવા ને બાલીના સાહિત્યમાં એની પહેલાંનાં પર્વો જેટલું મહત્ત્વ ધરાવતો નથી. આ પર્વોનો અનુવાદ ગદ્યમાં હોય છે ને વચ્ચે વચ્ચે એમાં સંસ્કૃત શ્લોક આપવામાં આવે છે. ભીષ્મપર્વ, દ્રોણપર્વ, કર્ણપર્વ, શલ્યપર્વ ને સૌપ્તિકપર્વની યુદ્ધકથા કડિરીના રાજા જયભયના સમયમાં રચાયેલા ભારતયુદ્ધમાં નિરૂપવામાં આવી છે. સ્ત્રીપર્વ, શાન્તિપર્વ, અનુશાસનપર્વ ને આશ્વમેધિકપર્વનો અનુવાદ મળ્યો નથી, પરંતુ એ પછીનાં બાકીનાં ચાર પર્વ—આશ્રમવાસિકપર્વ, મૌસલપર્વ, પ્રસ્થાનિકપર્વ ને સ્વર્ગારોહણપર્વનો જાવાનીઝ અનુવાદ મળ્યો છે. આ ચારેય પર્વ ચૌદમી સદીમાં લખાયાં લાગે છે.

મહાભારતનું પરિશિષ્ટ ગણાતા હરિવંશનોય અનુવાદ જયભયના સમયમાં કકાવીન રૂપે થયો હતો. એમાં કોઈ પ્રસંગ જુદી રીતે રજૂ કરવામાં આવ્યા છે. દા. ત. કૃષ્ણ સામે લડના જરાસંધને પાંડવો મદદ કરતા હતા! હરિવંશના પ્રસંગો ઇન્ડોનેશિયાની પાડોશમાં આવેલા હિંદીચીનમાં શિલ્પ દ્વારા આલેખાયા છે.

પુરાણોમાં માત્ર બ્રહ્માંડપુરાણની પ્રત મળી છે. બ્રહ્માએ અંડમાંથી સૃષ્ટિ સર્જી, સુનન્દાદિ ચાર પુત્ર ઉત્પન્ન કર્યા, અધિસીમકૃષ્ણે રોમહર્ષણને મનુવંશક્રમ કહેવા વિનંતિ કરી, પછી બ્રહ્માએ નવ દેવર્ષિ ઉત્પન્ન કર્યા, પછી સ્વાયંભુવ મનુ ને શતરૂપા ઉત્પન્ન થયાં ને એમનો વંશ ચાલ્યો. દરમ્યાન જુદાં જુદાં દેવદેવીઓ પ્રકટ થયાં. દેવર્ષિ પુલહના વંશમાં કડિરીના ક્ષત્રિયો જન્મ પામ્યા. પૃથ્વીના સાત દ્વીપ છે, એમાંના જંબૂદ્વીપના

ને મલાયાનાં અનેક નાટક રચાયાં છે. અર્જુનપુત્ર અભિમન્યુ ને દુર્યોધનપુત્ર લક્ષ્મણ વચ્ચે ક્ષિતિસુંદરી નામે સુંદરીની બાબતમાં યુદ્ધ થાય છે. એમાં અભિમન્યુ ભીમના પુત્ર ઘટોત્કચની મદદ લઈ ફતેહ પામે છે. એ કથાનકનાં પાત્ર સ્પષ્ટતઃ મહાભારતનાં છે

અર્જુનવિવાહમાં એવી વાત આવે છે કે અર્જુન જ્યારે ઇંદ્રકીલ ગિરિ પર તપ કરવા ગયો ત્યારે એનું તપ પૂરું થતાં ઇન્દ્રે એને મેરુની દક્ષિણે આવેલા મણિમાન્તક દુર્ગમાં રહેતા નિવાતકવચ નામે રાક્ષસ-રાજને યુક્તિથી મારવા માટે સુપ્રભા નામે અપ્સરા સાથે મણિમાન્તક મોકલ્યો. ત્યાં જઈ સુપ્રભાએ નિવાતકવચની શક્તિનું રહસ્ય જાણી લીધું ને પછી દેવો ને રાક્ષસો વચ્ચે જે સંગ્રામ ખેલાયો તેમાં અર્જુન એનો સંહાર કરી શક્યો; આ દરમ્યાન અર્જુન ને સુપ્રભા વચ્ચે અનુરાગ થયો હતો ને તેથી અર્જુને એની સાથે વિવાહ કર્યો હતો. આ કાવ્યનું મુખ્ય કથાનક સંસ્કૃત કવિ ભારવિના કિરાતાર્જુનીયને મળતું છે ને એ કથા મહાભારતના વનપર્વમાં આવે છે. કુન્તીયજ્ઞમાં આ કથા આગળ ચાલે છે. અર્જુનના વિલંબથી એના માતાને ને એના ભાઈઓને એના વિશે ચિંતા થવા લાગી; ત્યાં નારદ અર્જુનના વિવાહ ને વિજયના સમાચાર લાવ્યા. પાછા ફરતાં અર્જુનને બીજા દૈત્યો સાથે લડવું પડ્યું, ને પછી એ એકાએક મૃત્યુ પામ્યો. એનું શબ પાતાળમાં અનંતભોગના ઉપવનમાં પડ્યું ને અનંતભોગે એને સજીવન કરી પોતાની ત્રણ કન્યા પરણાવી. કૃષ્ણે અર્જુનને પાતાળમાંથી પાછો આણ્યો. પછી અર્જુનને જગત્કારણ સાથે યુદ્ધ થયું ને એમાં એ બંને માર્યા ગયા. જગત્કારણ તો અર્જુન–સુપ્રભાનો જ પુત્ર જણાયો ! સુપ્રભાએ બંનેને સજીવન કર્યા ને એકબીજાનો સંબંધ સમજાયો. મધ્ય–જાવાનીઝના એક કાવ્યમાં આ કથા આલેખવામાં આવી છે. પાર્થયજ્ઞ નામે પ્રસિદ્ધ મહાકાવ્યમાં પાંડવોનો દ્યૂતપરાજય ને વનવાસ તથા અર્જુનનું ઇન્દ્રકીલ તરફ પ્રયાણ, માર્ગમાં વિઘ્નો ને એનો નાશ, ને કિરાતદર્શન તથા દિવ્યાસ્ત્રપ્રાપ્તિના પ્રસંગો નિરૂપવામાં આવ્યા છે. ૪૪ સર્ગના આ કાવ્યમાં

મહાકાવ્યનાં મુખ્ય લક્ષણ ઠેકઠેકાણે નજરે પડે છે. પૂર્વ જાવાના એક પ્રાચીન મંદિરના શિલ્પમાં એના પ્રસંગ આલેખાયા છે. પાર્થયજ્ઞ નામે એકબીજા મહાકાવ્યમાં અર્જુન-સુભદ્રાના વિવાહનું કથાનક લેવામાં આવ્યું છે.

પાર્થવિજય કાવ્યમાં પાર્થ (અર્જુન) અને ઉલૂપીના પુત્ર ઇરાવાન તથા કાર્તવીર્યના વંશજ નીલના વધનો પ્રસંગ આવે છે.

કૌરવાશ્રમ એ ગદ્યગ્રન્થ છે. એમાં કૌરવો પાછા સજીવન થાય છે ને પાંડવો પર વેર વાળવાના હેતુથી ઇન્દ્રગિરિ પર તપ કરવા જાય છે. ધૃતરાષ્ટ્ર ધર્મરાજ પાસેથી જ્ઞાન પ્રાપ્ત કરે છે ને શતશૃંગ પર તપ કરવા જાય છે. દુર્યોધને બ્રહ્માને પ્રસન્ન કર્યા ને દુઃશાસને શિવને પ્રસન્ન કર્યા, પરંતુ એમને ધાર્યું વરદાન ન મળ્યું, આ એનો સારાંશ છે. પરંતુ એમાં સૃષ્ટિના ઘણા પ્રશ્નો ચર્ચવામાં આવ્યા છે. એવી રીતે સાર-સમુચ્ચયમાં અનુશાસનપર્વનાં ઘણાં નીતિશાસનો આપવામાં આવ્યાં છે.

નવરુચિ નામે બાલીનીઝ પુસ્તકમાં ભીમનાં અમુક પરાક્રમો વર્ણવવામાં આવ્યાં છે. એમાં ભીમ ઇન્દ્રપ્રસ્થને દાનવોના ત્રાસથી બચાવે છે. દેવરુચિ નામે કાવ્યમાં પણ આ જ કથા આવે છે. ભીમસ્વર્ગ એ મધ્ય-જાવાનીઝ સાહિત્યનું એક પ્રખ્યાત કાવ્ય (કિડુંગ) છે. એમાં કેટલાક પ્રસંગ આદિપર્વમાંથી ને કેટલાક પ્રસંગ પ્રસ્થાનિક પર્વમાંથી લેવામાં આવ્યા છે. મૃગરૂપે વિહાર કરતા કિંદમ ઋષિના શાપથી પાંડુ રાજા નરકમાં ગયા; ત્યાંથી એમને છોડાવવા માટે ભીમ નરકમાં ગયો. ત્યાં ધર્મરાજને પણ નરકની યાતના વેઠવી પડી ને ત્યાંથી એમને ભીમે છોડાવ્યા શ્રીતંજુગ નામે કિડુંગમાં એવી વાત આવે છે કે નકુલનો પુત્ર સીદપક્ષ સહદેવની પુત્રી શ્રીતજુંગને પરણ્યો હતો, તેણે પોતાની પત્નીને શંકાને કારણે મારી નાખી, પણ તે નિર્દોષ હોવાથી દુર્ગાએ એને સજીવન કરી. સુદમલમાં સહદેવના સત્કાર્યની, વિવાહની ને પરાક્રમની વાત આવે છે

કૃષ્ણાન્તકની કથા આશ્રમવાસિકપર્વ, મુસલપર્વ ને પ્રસ્થાનિક પર્વમાંથી લેવામાં આવી છે. એમાં શ્રીકૃષ્ણના મૃત્યુની ને યાદવોના સંહારની વાત આવે છે. કૃષ્ણાયનમાં કૃષ્ણ ને રુક્મિણીના પ્રણયની, કૃષ્ણે કરેલા એના અપહરણની ને પ્રતિપક્ષના પરાજયની કથા આવે છે. કાલયવનાન્તકમાં કંસવધની, કાલયવનના આક્રમણની, મુચકુંદના શાપની, કાલયવનના મૃત્યુની ને સુભદ્રાના હરણની કથા આપવામાં આવી છે.

ઇન્દ્રવિજયની કથા ઉદ્યોગપર્વમાં મળે છે. એમાં ઇન્દ્રે વૃત્રાસુરનો વધ કપટથી કર્યો ને પરિણામે એને ઇન્દ્રાસન છોડવું પડ્યું. એનું આસન નહુષને મળ્યું. શચીની યુક્તિથી નહુષ અગસ્ત્યનો શાપ પામ્યો ને ઇન્દ્રને ઇન્દ્રાસન મળ્યું એ મુખ્ય પ્રસંગો છે.

આમાંના કોઈ પ્રસંગ પુરાણોમાંથી પણ લેવાયા હોય. કેટલીક વાર્તાઓ એવી છે, જેને રામાયણ કે મહાભારત સાથે કંઈ સીધો સંબંધ ન હોય; એનું કથાનક કોઈ ને કોઈ પુરાણમાંથી લેવામાં આવ્યું હોય એમ જણાય છે. યોગેશ્વરના પુત્ર ધર્મજે રચેલું સ્મરદહન કડિરી રાજ્યના કામેશ્વર ૧ લાના સમયનું છે. એમાં કામદેવની પ્રશસ્તિ કામેશ્વર તરીકે કરવામાં આવી છે. નીલરુદ્રક નામે દાનવના ઉપદ્રવથી હેરાન થતા દેવોએ બૃહસ્પતિની સલાહથી કામદેવની મદદ માગી કામ મેરુગિરિ પર તપ કરતા શિવ પાસે ગયો. ત્યાં એણે શિવના હૃદયમાં વિષયશર ભોંક્યું ને શિવે રુદ્રસ્વરૂપ ધારણ કરી એને ભસ્મ કરી નાખ્યો. વિરહથી ઝૂરતી રતિ સતી થઈ ને એ બે આત્મા શિવ ને ઉમાના દે[illegible]
દ્વારા કલ્લોલ કરવા લાગ્યા. ઉમાએ ગજાનનને જન્મ આપ્યો. કામ
[illegible] અને રતિ અંશતઃ વાસવદત્તા ને અંશતઃ રત્નાવલી
[illegible]ન કર્યાં ને અ[illegible] [illegible]વતર્યાં; ને ફરી પાછાં જાવામાં રાજા કામેશ્વર
[illegible] આ કથા આ[illegible] છે. આમ આ કથામાં કુમારસંભવથી
[illegible] પાંડવોનો દ્યૂતપરા[illegible] જે આ કાવ્યનું વસ્તુ સ્કન્દપુરાણમાંથી
પ્રયાણ, માર્ગમાં વિઘ્નો ને [illegible]
પ્રાપ્તિના પ્રસંગો નિરૂપવામાં ઘણો તફાવત માલૂમ પડે છે.

લુબ્ધકમાં શિવરાત્રિની કથા આવે છે. બિલ્વવૃક્ષ પર બેઠેલો લુબ્ધક અનાયાસે વૃક્ષ નીચેના શિવલિંગ પર બિલ્વપર્ણ પડવાનું નિમિત્ત બન્યો ને શિવપૂજાના એ પુણ્યે શિવના ગણો એને જમના દૂતો પાસેથી છોડાવી ગયા એ એનો સાર છે. શિવપુરાણમાં આવી વાત આવે છે, પણ એની વિગતોમાં ફેર પડે છે. આ કાવ્યનો કર્તા તનકુંગ છે, પણ એ યોગીશ્વરનો પુત્ર તનકુંગ હોય એ શંકાસ્પદ છે.

સુતસોમ કાવ્યનું બીજું નામ પુરુષાદ-શાન્ત છે. એમાં પુરુષાદ નામે રાક્ષસ સામે સુતસોમ નામે બોધિસત્ત્વે કરેલાં પરાક્રમોની વાત આવે છે. આ વાર્તા રામાયણ, મહાભારત ને પુરાણ ઉપરાંત જૈન તેમજ ભારત, ચીન, તિબેટ ને ઇન્ડોનેશિયાના બૌદ્ધ સાહિત્યમાંય મળી આવે છે. પ્રસ્તુત કાવ્યમાં બ્રાહ્મણધર્મ ને મહાયાનધર્મનો સમન્વય જોવામાં આવે છે;

રામવિજય કાવ્યમાં રેણુકાના પ્રેમમાં નિરાશ થયેલ અંગારપર્ણે ઉત્તેજિત કરેલા સહસ્રાર્જુનને જામદગ્ન્ય પરશુરામે હરાવ્યાની વાત આવે છે. ભૌમકાવ્યમાં ભૂમિપુત્ર નરકાસુરના ઉપદ્રવની ને શ્રીકૃષ્ણે કરેલા એના વધની કથા આપી છે. આ કાવ્યના બાલીનીઝમા અનેક અનુવાદ થયા છે. નરકવિજયમાં નરકાસુરનાં પરાક્રમોને લગતી પૂર્વકથા આપવામાં આવી છે એમાં રાજા કામેશ્વરનો ઉલ્લેખ આવે છે. વિઘ્નોત્સવમાં યક્ષરાજ વિઘ્નોત્સવ ને રાક્ષસરાજ સુપ્રસેન વચ્ચેના યુદ્ધપ્રસંગો વર્ણવવામાં આવ્યા છે. 'સંગ-સત્યવાન' નામે મધ્ય-જાવાનીઝ કાવ્યમાં સત્યવાન ને સાવિત્રીની કથા આલેખવામાં આવી છે, પરંતુ એમાં સાવિત્રીને યયાતિ ને દેવયાનીની પુત્રી કહી છે। આ બધાં કાવ્યોના કથાનકમાં રામાયણ, મહાભારત ને પુરાણોની અસર સ્પષ્ટ તરી આવે છે.

# ૧૨. ધર્મસાહિત્ય

ઇન્ડોનેશિયાના ધર્મસાહિત્યમાં જેને 'ચતુર્વેદ' કહે છે તે તો વસ્તુતઃ 'નારાયણાથર્વશીર્ષોપનિષદ્' છે. એવું એક બીજું પુસ્તક 'વેદપરિક્રમસારસંહિતાકિંજ' છે. એમાં નિત્યપૂજાની વિધિ ને એના મંત્રોનું નિરૂપણ કરવામાં આવ્યું છે. 'બુદ્ધવેદ'માં બૌદ્ધધર્મની નિત્યપૂજાનું નિરૂપણ કરવામાં આવ્યું છે. આ ઉપરાંત કેટલાક સ્તોત્રો, મંત્રો ને સુભાષિતો પણ મૂળ સંસ્કૃત ભાષામાં જળવાયેલ છે. આ મંત્રોમાં અહલ્યા, દ્રૌપદી, સીતા, તારા ને મંદોદરી જેવી પાંચ સતીઓનાં તેમજ ગંગા, સરસ્વતી, સિંધુ, વિપાશા, કૌશિકી, યમુના ને સરયૂ જેવી સાત નદીઓનાં નામ હજી જપાતાં હોય છે. નિત્યપૂજામાં સૂર્યસેવનનો વિધિ વધુ મહિમા ધરાવે છે. એમાં સૂર્યરૂપે રહેલા શિવના ઉપાસનનો વિધિ આવે છે. પહેલાં તલભેદન ને કરશોધનના મંત્ર દ્વારા બંને હાથની શુદ્ધિ કરવામાં આવે છે. પછી અસ્ત્રમંત્ર બોલીને પ્રાણાયમ કરવામાં આવે છે. પછી આચમન કરવાનું હોય છે. ગંગાદિ સપ્તતીર્થનદીઓનું સ્મરણ કરીને ને ૐકારની આકૃતિ આલેખીને કમંડલનું જળ પવિત્ર કરવામાં આવે છે. પછી ચતુરૈશ્વર્ય, સપ્તસ્વરવ્યંજન, નવશક્તિ, ત્રિતત્ત્વ ઇત્યાદિ અનેક મંત્રોનું પઠન થાય છે. છેવટે ઘંટામંત્ર આવે છે. પછી ક્ષમાયાચનના શ્લોક બોલાય છે. क्षमस्व मां महादेव सर्वप्राणहितंकर ઇત્યાદિ. પછી દેવો ને સરિતાઓનો મંત્ર જપી ફરી આચમન કરે છે. હવે ગંધ, અક્ષત, પુષ્પ, ધૂપદીપ ઇત્યાદિના મંત્ર બોલે છે. પછી મૃત્યુંજય મંત્ર બોલે છે. એમાં દીર્ઘાયુ ને અભ્યુદયનો હેતુ રહેલો હોય છે. यावद् मेरौ स्थितो देवो यावद् गंगा महीतले। चन्द्रेखा गगने यावत् तावद् बुधि जयी भवेः॥ એ એનો અંતિમ શ્લોક છે. પછી ભસ્મમંત્ર ને ષડો-[illegible]ીનમંત્ર આવે છે. એમાં ગાયત્રી મંત્રના અંતિમ ચરણનો સમાવેશ થાય છે. હવે જપમાળા લઈ જપ કરવાના હોય છે. અંતે દેવનું વિસર્જન થતાં ઉપાસના સમાપ્ત થાય છે.

વિષ્ણુને લગતા મંત્રો ને સ્તોત્રોમાં विष्णु-स्तव ને विष्णु-पञ्जर ઉદાહરણીય છે. વિષ્ણુ-પંજર સ્તોત્રમાં વિષ્ણુનાં ગોવિંદ, ત્રિવિક્રમ ને કેશવ જેવાં અનેક નામ ગણાવવામાં આવ્યાં છે ને એ નામોને પાદ, જંઘા, ઊરુ ઇત્યાદિ જુદા જુદા અંગની રક્ષા સાથે સાંકળવામાં આવ્યાં છે; એવી રીતે પુંડરીકાક્ષ જેવાં બીજાં કેટલાંક નામોને જુદી જુદી દિશાઓ સાથે સાંકળવામાં આવ્યાં છે. વિષ્ણુના નરસિંહાવતારને લગતા નરસિંહધ્યાનમાં પહેલાં તીક્ષ્ણમંત્ર આવે છે ને પછી સૌમ્યમંત્ર આવે છે. એમાં ખડ્ગ, શંખ, ચક્ર, ગદા, ચાપ, શર, ટંક ને અર્ધચન્દ્ર એ આયુધોનોય ઉલ્લેખ આવે છે. વિષ્ણુની જેમ શિવ, બુદ્ધ, વાયુ, વરુણ, યમ, ઉમા, ગંગા, ગણપતિ, લક્ષ્મી, સરસ્વતી, પૃથ્વી, વાસુકિ ઇત્યાદિ અનેક દેવદેવીઓનાં સ્તોત્ર મળે છે.

બીજા કેટલાક મંત્રો આભિચારિક પ્રકારના છે. દા. ત. વિષનિવારણ માટેનો ગારુડેય મંત્ર ઇન્ડોનેશિયામાં ગરુડની કથા ઘણી પ્રચલિત હતી. આ પ્રકારના બીજા મંત્રોમાં હનૂમાનનો મંત્ર ને વશીકરણનો મંત્ર ઉદાહરણીય છે. હનૂમાનના મંત્રમાં હનૂમાનને સીતાદેવી અને રાજા શ્રીરામના પુત્ર કહ્યા છે! રામાયણના ઇન્ડોનેશિયાઈ કથાંતરમાં એવી વાત આવે છે કે રામ ને સીતા એક વાર વાનરના રૂપને પામેલાં ત્યારે સીતા સગર્ભા હોવાથી એમના ગર્ભનું ય એવું રૂપાંતર થઈ ગયેલું. આથી આ ગર્ભને એમના ઉદરમાંથી વાનરરૂપમાં રહેલાં અંજનીના ઉદરમાં ખસેડવામાં આવ્યો ને અંજનીની કૂખે હનૂમાનનો જન્મ થયો. આવા આભિચારિક મંત્રોમાં પ્રસ્તુત દેવની પાસે આજીજીથી નહિ, પણ સત્તાથી કામ લેવામાં આવે છે. દા. ત. હનૂમાનના મંત્રને અંતે આવે છે કે મારો આદેશ સાંભળો; નહિ સાંભળો તો હું તમને શાપ આપીશ. સૃષ્ટિની ઉત્પત્તિ ને સ્થિતિનું નિરૂપણ બ્રહ્માંડપુરાણ જેવાં બીજાં અનેક પુસ્તકોમાં કરવામાં આવ્યું છે. 'બ્રહ્માંડપુરાણ કકાવીન'માં વેન, પૃથુ વગેરેની વાત આવે છે. 'પૃથુવિજય કકાવીન'માં પૃથુ રાજાનાં પરાક્રમ વર્ણવવામાં આવ્યાં છે.

અગસ્ત્ય પર્વમાં અગસ્ત્ય ઋષિ પોતાના પુત્ર દરસ્યુને સૃષ્ટિની ઉત્પત્તિ સમજાવે છેઃ મહાપ્રલયમાં માત્ર સદાશિવ જ ધ્યાન રહ્યા હતા; એમણે ચતુર્ભૂત ને અંડનું પુનઃસર્જન કર્યું. અંડમાંથી બ્રહ્મા ને વિષ્ણુ થયા. બ્રહ્માએ પ્રજાપતિ, બ્રહ્મર્ષિ, મનુ ને પિતૃઓને ઉત્પન્ન કર્યા પછી દક્ષ પ્રજાપતિની પુત્રીઓની પ્રજા ગણાવવામાં આવે છે. વચ્ચે સાગ-નરસા કર્મના પુણ્યપાપની ચર્ચા આવે છે. પછી કશ્યપના જુદા જુદા વંશનો વૃત્તાંત આવે છે ને એમાં રામાયણ ને મહાભારતમાં જણાવેલાં અનેક આખ્યાનોનો સમાવેશ થાય છે. આદિપુરાણનો આરંભ પ્રશ્નનગરના રાજા વિરમનગરના ચરિતથી થાય છે. એ આહાર, વિવાહ, શુશ્રૂષા આદિ અષ્ટાદશધર્મમાં પારંગત હતો. એને એક ઋષિ સૃષ્ટિની ઉત્પત્તિ ને સ્થિતિ સમજાવે છે. અંતે સમુદ્રમંથનની વાત આવે છે ને રાજા પણ આખરે અમૃત પામે છે. આમાં કેટલીક વિગતો નવી લાગે છે, પરંતુ એની સામાન્ય શૈલી તેમજ રૂપરેખા તો ભારતીય પુરાણોની ઢબની જ છે. ભુવનપુરાણમાં કૈલાસવાસી પરમેશ્વર વસિષ્ઠને વર્ણાશ્રમ ધર્મ સમજાવે છે. એમાં અનેક પૌરાણિક કથાઓ આપવામાં આવી છે. તત્ત્વ સરંગ-સુવંગમાં સૃષ્ટિની ઉત્પત્તિ એ રીતે બતાવવામાં આવી છે કે ભગવાન સંગ-હ્યંગ-તયે પોતાનાં બે નેત્રોમાંથી બ્રહ્મા ને વિષ્ણુને ઉત્પન્ન કર્યા ને પછી બ્રહ્માએ પહેલો પુરુષ સર્જ્યો ને વિષ્ણુએ પહેલી સ્ત્રી સર્જી. પછી વાયુ, અગ્નિ ને પૃથ્વીની જેમ સૂર્ય, ચંદ્ર ને તારા ઉત્પન્ન થયા.

તંતુ પંગેલરન પણ પૌરાણિક પ્રકારનું છે. એમાં સાત ખંડ છે. એની અંદર આવું આવે છેઃ જગત્-પ્રમાણે (પરમેશ્વરે) દેવોની પાસે જાવામાં મનુષ્યોનું તેમજ મકાનોનું સર્જન કરાવ્યું. પરંતુ ત્યાં વરતીકંપનો ઉપદ્રવ ચાલુ રહ્યો એથી દેવોએ જંબુદ્વીપમાંથી મહામેરુનો મંદરગિરિ જાવામાં આણ્યો. પછી ઉમાને ગણ ને કુમાર નામે બે પુત્ર થયા. પછી પરમેશ્વરે સાધકોનાં મંડલ સ્થાપ્યાં પછી કુરુંડ ને અગસ્ત્ય ત્યાં આવ્યા. પછી ઈશ્વરે કાલરુદ્રનું ને ઉમાએ દુર્ગાનું ઉગ્રરૂપ

ધારણ કર્યું. એને દેવોએ છાયાનાટ્યના પ્રયોગ દ્વારા શાંત પાડ્યું. છેવટે શિવના ભિક્ષાટનનો પ્રસંગ બન્યો છે. **મણિક-મયમાં** મર્ત્યલોકની, દિક્પાલોની, પાતાલલોકની, દેવલોકની, વિષપાનની, રાહુવધની, વિદ્યાધરીઓની ને નદીઓની પૌરાણિક વાતો આવે છે. આ બંને પુસ્તકોમાં દેવોની કથાના તંતુને આખરે વર્તમાન રાજકુળ સાથે સાંકળવામાં આવ્યો છે।

આ પ્રકારનાં બીજાં કેટલાંક પુસ્તક તો સંસ્કૃત પુસ્તકોના અનુવાદ જ જણાય છે. **ભુવનકોશમાં** કુલ દસ પટલ (પ્રકરણ) છે. પહેલાં પાંચ પટલ બ્રહ્મરહસ્ય વિશે છે. પહેલા પટલમાં મહેશ્વર ભાર્ગવ મુનિને ઈશાન-શિવના તાદાત્મ્યથી કેવી રીતે નિર્વાણમોક્ષ મળે એ સમજાવે છે. બીજા પટલમાં ત્રણ લોકનો વૃત્તાંત આવે છે; ત્રીજામાં સાંખ્યનાં પચીસ તત્ત્વોનું નિરૂપણ છે. પછીના એક પટલમાં પ્રણવના ત્રણ અક્ષરને ઉત્પત્તિ, સ્થિતિ ને લયના અધિષ્ઠાતા બ્રહ્મા, વિષ્ણુ ને શિવ સાથે સાંકળવામાં આવ્યા છે. આમાં સાંખ્ય, યોગ વેદાન્ત ને તંત્રની અસર જણાય છે. પરંતુ મુખ્ય વલણ તો શૈવાગમનું જ છે. **ભુવનસંક્ષેપ** પણ આ પ્રકારનું છે. એમાં શિવ ઉમા ને કુમાર સમક્ષ પરમતત્ત્વ ને મોક્ષના તત્ત્વજ્ઞાન ઉપરાંત ભુવનના સપ્ત દ્વીપ, સપ્ત પર્વત, સપ્ત સમુદ્ર ને સપ્ત તીર્થના વર્ણનનું નિરૂપણ કરે છે. એમાં શૂન્યતાને જ મોક્ષનું પરમતત્ત્વ ગણવામાં આવ્યું છે. **તત્ત્વ-સંગ-લિંગ-મહાજ્ઞાનમાં** ભટાર ગુરુ (શિવ) કુમાર(કાર્તિકેય)ને લિંગપૂજાનું સ્વરૂપ સમજાવે છે. એક શ્લોકમાં કહ્યું છે કે દ્વિજોના દેવ જળમાં, ઋષિઓના દેવ આકાશમાં, મુનિઓના દેવ આત્મામાં ને સામાન્ય લોકોના દેવ પથ્થરમાં હોય છે. **બૃહસ્પતિતત્ત્વમાં** બૃહસ્પતિ શિવ પાસેથી પ્રધાનાદિ ચોવીસ તત્ત્વો, આઠ ઐશ્વર્ય, આઠ સિદ્ધિ, ૭ રસ, ત્રણ પ્રમાણ ઇત્યાદિ વિશે તેમજ કર્મ ને કર્મફલ વિશે માહિતી મેળવે છે.

કેટલાંક પુસ્તકો તો સીધાં પ્રાચીન-જાવાનીઝમાં લખેલાં છે. **સપ્તભુવન** એ સપ્તગિરિ, સપ્તાગ્નિ, સપ્તલોક, સપ્તસમુદ્ર, સપ્તદ્વીપ,

સમપાતાલ ઈત્યાદિને લગના માનકોશ જેવું છે. એમાં શિવ ને શિવલિંગનું સ્વરૂપ પણ વર્ણવવામાં આવ્યું છે. ચતુર્વર્ણૌપદેશમાં ચાર નદિ, પંચ પક્ષ(પ્રકાર)ના સંપ્રદાય તેમજ એમના ભિન્ન ભિન્ન વ્રતવિધિ ને રીતરિવાજ ગણાવવામાં આવ્યાં છે. પરંતુ એનું તાત્પર્ય ઉચ્ચ કોટિનું છે: જેમ માણસ જુદા જુદા રંગનાં વસ્ત્ર ધારણ કરે છતાં અંદરથી એનો એ જ રહે છે અથવા જેમ સેંકડો વાસણોના પાણીમાં સૂર્યનાં સેંકડો પ્રતિબિંબ પડે છતાં આકાશમાં તો એક જ સૂર્ય હોય છે તેમ પરમાત્માનાં સ્વરૂપ જુદા જુદા સમ્પ્રદાયમાં જુદી જુદી જાતનાં મનાય. છતાં એ તો એક ને અદ્વિતીય જ છે. જુદા જુદા માણસોને જુદાં જુદાં રત્ન લાધ્યાં હોય, એમાંના દરેકને પોતાનું રત્ન સર્વોત્તમ જણાયું હોય, ને એમના વારસદારો પછી એ રત્ન ગુમાવીને એનું ખાલી ખોખું જાળવી રાખે એવું આ સંપ્રદાયોનું છે. વ્રત, વિધિ ને વેશ તો ખાલી ખોખા જેવાં છે, રાગદ્વેષથી નિર્લિપ્ત રહે એ જ રત્નનો ખરો રક્ષક છે. અશોક મૌર્ય પણ કહેતો કે સર્વ સંપ્રદાયોનો સાર એક જ છે—સંયમ ને ભાવશુદ્ધિ પ્રતસ્તિભુવનમાં ચાર યુગના મુખ્ય રાજાઓ, ધર્મગ્રન્થો ને લોકો વિશે માહિતી આપવામાં આવી છે. એમાં કલિયુગના ધર્મગ્રન્થોમાં કુટારમાનવ, સારસમુચ્ચય, મનુશાસન ને ઋષિશાસનનાં નામ આવે છે. શાસન ચાર પ્રકારનાં હોય છે. ધર્મશાસન, રાજશાસન, દેવશાસન ને ઋષિશાસન ઋષિશાસનમાં યોગીશ્વરોના અધિકાર જણાવ્યા છે. દેવશાસનમાં જુદા જુદા સંપ્રદાયોની માહિતી આપે છે; તેમાં ય ધર્મમંડલના અધિપતિના દેવગુરુના અધિકાર ગણાવ્યા છે. શિવશાસન મનુની કૃતિ ગણાય છે, તેથી મનુશાસન એ એનું જ બીજું નામ હોવું જોઈએ. એમાં શૈવ ગુરુના અધિકાર ઉપરાંત રાજાના અધિકાર જણાવવામાં આવ્યા છે. વ્રતિશાસન ને શીલક્રમમાં વ્રતી ધક)ના શીલ (વ્રત)નું નિરૂપણ કરેલ છે. પુરુપસજીમાં જુદા જુદા ોની તેમજ ભક્ષ્યાભક્ષ્યની સમજૂતી આપવામાં આવી છે. રણયજ્ઞમાં રથને યજ્ઞની ઉપમા આપી છે ને કયા આયુધથી વધ થતાં ક્યા

લોકમાં જવાય એની સમજૂતી આપી છે. **તપપ્રશ્નમાં** જુદી જુદી જાતનાં તપની અને **નીતિવ્રતમાં** જુદી જુદી જાતનાં વ્રતની માહિતી આપી છે.

બ્રાહ્મણધર્મની જેમ બૌદ્ધધર્મનાં ય પુસ્તક લખાતાં. એમાં **સંગ-હ્યંગ-કમહાયાનિકન** ખાસ પ્રખ્યાત છે. એમાં સંસ્કૃત શ્લોકો આપીને એનું પ્રાચીન-જાવાનીઝમાં વિવરણ કરવામાં આવ્યું છે. આમાં મહાયાનના વજ્રયાનના સિદ્ધાંતો સમજાવ્યા છે; ને આ ખાસ કરીને વજ્રાચાર્યો વાસ્તે લખાયું છે. એમાં નિર્વાણના સાધન તરીકે દેહદમન પર નહિ, પણ દાનશીલાદિ ૭ પારમિતા દ્વારા રાગદ્વેષમોહના નિવારણ પર ભાર મૂકવામાં આવ્યો છે. એમાં મૈત્રી, કરુણા, મુદિતા ને ઉપેક્ષા ઉમેરવામાં આવે છે. દશ પારમિતા, ચાર યોગ, ચાર ભાવના ને ચાર આર્યસત્ય એ મહાગુહ્ય છે. પછી પરમગુહ્યમાં શાક્યમુનિ, લોકેશ્વર ને વજ્રપાણિ, વૈરોચન, અક્ષોભ્ય, રત્નસંભવ, અમિતાભ ને અમોઘસિદ્ધિ જેવા તથાગતોની તથા એમની દેવીઓની ઉત્પત્તિ આપવામાં આવી છે. વૈરોચનમાંથી ઈશ્વર, બ્રહ્મા ને વિષ્ણુ ઉત્પન્ન થયા ને એમણે ત્રણુ લોક ઉત્પન્ન કર્યા! **સંગ-હ્યંગ-કમહાયાનન-મન્ત્રનયમાં** કાય, વાક્ ને ચિત્તનું તેમ જ મન્ત્રાચાર્યનયનું વિવરણ આવે છે. મહાયાનના તન્ત્રયાનમાં વજ્ર(શૂન્ય)નું ને મન્ત્રનું મહત્ત્વ ખૂબ વધી ગયું હતું. **કુંજરકર્ણમાં** પુનર્જન્મ, કર્મફલ, સાધના ને આત્મશુદ્ધિને લગતા મહાયાનના સિદ્ધાંતો કુંજરકર્ણ નામે યક્ષના અનુભવપ્રસંગો દ્વારા સમજાવવામાં આવ્યા છે: કુંજરકર્ણ ધર્મનું તત્ત્વ સમજવા ધ્યાનબુદ્ધ વૈરોચન પાસે ગયો, વૈરોચને એને યમની પાસે મોકલ્યો, ત્યાં એણે કઠોપનિષદના નચિકેતાની જેમ ધર્મતત્ત્વ જાણ્યું; ત્યાં એને પોતાના મિત્ર પૂર્ણવિજયને નિર્માણ થયેલી નરક-યાતનાની ખબર પડી, પછી એ પૂર્ણવિજયને લઈ વૈરોચન પાસે પાછો ફર્યો ને બંનેને ધર્મનું પરમતત્ત્વ જાણવા મળ્યું. વૈરોચનના અનુગ્રહથી પૂર્ણવિજય પૂર્વજન્મના દોષનું ફળ ભોગવી નરકમાંથી દસ દિવસમાં જ મુક્ત થયો ને

સજીવન થઈ કુંજરકર્ણની સાથે બાર વર્ષ તપ કરીને સિદ્ધલોક પામ્યો. **સિંઘ લંઘ્યાલ**ની કથામાં શૈવધર્મ ને વૈષ્ણવધર્મની સ્પર્ધામાં બૌદ્ધધર્મની મહત્તા બતાવવામાં આવી છે. શ્વેતનંદિપુરના શૈવ રાજા ચારપુરુષ ને તેમના વૈષ્ણવ ભાઈ લક્ષ્મીકિરણના આક્રમણ સામે સિંઘ લંઘ્યાલની બૌદ્ધ રાણી કામરૂપિણી વિદ્યાધરીઓની મદદથી ફતેહ પામે છે.

ધર્મશાસ્ત્રને લગતા સાહિત્યમાં નીતિશાસ્ત્રની તેમ જ ધારાશાસ્ત્રની હકીકત આવે છે. **સારસમુચ્ચય**માં ભગવાન વરરુચિએ અઢાર પર્વનો સાર તારવ્યો કહેવાય છે. એમાં મહાભારતના પર્વોમાંથી – ખાસ કરીને અનુશાસન પર્વમાંથી–અનેક શ્લોક આપ્યા છે. કેટલાક શ્લોક પંચતંત્ર ને હિતોપદેશમાંથી લેવામાં આવ્યા છે. આ સંસ્કૃત શ્લોકનું ભાષાંતર યથાતથ કરવામાં આવ્યું છે. **સારસમુચ્ચય** નામના એક બીજા પુસ્તકમાં ય સંસ્કૃત શ્લોકો ને જાવાનીઝ ભાષાંતર આપેલ છે. પરંતુ એનો વિષય ધારાશાસ્ત્રને લગતો છે ને એના શ્લોક મનુસંહિતા, હરિવંશ ને મહાભારતમાંથી લેવામાં આવ્યા છે આદિપુરાણ ને ભુવનપુરાણમાં પણ વર્ણાશ્રમના ધર્મરૂપે નીતિનિયમો સમજાવવામાં આવ્યા છે. સંગ–લગ–કમહાયાનન ને કુંજરકર્ણમાં પણ સત્કર્મ ને સદાચારનો મહિમા બતાવ્યો છે. જાવાના **નીતિશાસ્ત્ર** કાવી(કાવ્ય)ને બાલીમાં **નીતિસાર** કહે છે. એમાં નીતિને લગતા ૧૨૩ શ્લોક આપવામાં આવ્યા છે, જેમાં નીતિશતક ને પંચતન્ત્રમાં હોય એવાં અનેક સુભાષિત આવે છે, જેમ અસંતુષ્टा द्विजा नष्टा संतुष्टाश्चैव पार्थिवाः । सलज्जा गणिका नष्टा निर्लज्जाश्च कुलस्त्रियः ॥ કામન્દ–**રાજનીતિ**માં કામન્દ એક રાજાને રાજનીતિ સમજાવે છે. **નીતિપ્રાય**માં વ્યાસ અયોધ્યાના એક રાજાને રાજનીતિના નિયમો સમજાવીને શત્રુ સામે જય પમાડે છે. એમાં રાજા ને એના અધિકારીઓ વિશે કૌટિલ્યના અર્થશાસ્ત્રના જેવા અનેક આદર્શ નિયમ

ભાગ કુટાર-આગમ ને માનવ-આગમમાંથી લેવામાં આવ્યો છે. કુટાર-આગમ એ ભૃગુની કૃતિ ગણાય છે ને માનવ-આગમ મનુની. આમાં માનવ-આગમ એટલે મનુસંહિતા, પણ કુટાર-આગમ એટલે ભૃગુ કે કુઠારધારી પરશુરામની કઈ કૃતિ હશે એ સમજાતું નથી. આ આગમમાં ખૂન, ચોરી, બદનક્ષી, હુમલો, વિવાહ, પુનર્વિવાહ, વિચ્છેદ, ગુલામી, ઋણ, થાપણ, વારસો ઇત્યાદિ અનેક વિષયોને લગતા નિયમો આપવામાં આવ્યા છે. કેટલીક બાબતમાં ભારતના આગમ કરતાં જુદી જાતના નિયમ જોવામાં આવે છે, જેમાં ઇન્ડોનેશિયાના સ્થાનિક રીત-રિવાજની અસર જણાય છે. દા. ત. ખૂન ને ચોરીના ગુનાની સજામાં વર્ણભેદનો વિચાર છોડી દેવામાં આવ્યો છે, વિચ્છેદ ને પુનર્વિવાહની બાબતમાં સ્ત્રીનો અધિકાર અહીં કરતાં ત્યાં વધારવામાં આવ્યો છે ને વારસામાં જ્યેષ્ઠ બંધુના વધારાના હિસ્સાનું પ્રમાણ પણ વધારેલું જણાય છે. બાલીમાં પ્રમાણભૂત ગણાતું **અધિગમ** નામે બીજું પુસ્તક પણ આ પ્રકારનું છે. **શિવશાસન**, જેનું બીજું નામ **પૂર્વાધિગમ** છે, તે મિશ્રદરણ નામે વૃદ્ધાચાર્યની કૃતિ જણાય છે ને જાવાના મોજૂદ આગમની આદિમ કૃતિ ગણાય છે. બાલીનું **પૂર્વાગમ** એ આ પૂર્વાધિગમનું અર્વાચીન રૂપાંતર જણાય છે. **દેવાગમ**, જેને કૃતોપપત્તિ કે ધર્મોપપત્તિ પણ કહે છે, તે મનુસંહિતાના સાતમા અધ્યાય અનુસાર લખાયેલું છે **સ્વર્જ્જંભુ**( અર્થાત્ સ્વયંભૂ )માં મુખ્યત્વે મનુસંહિતાના આઠમા અધ્યાયનું ભાષાંતર આપેલું છે. **કુમ-નિંગ-સાક્ષી**માં સાક્ષીના પ્રકરણને લગતા શ્લોક આવે છે. **તત્ત્વ-નિંગ-વ્યવહાર**માં વ્યવહાર ( ધર્મશાસ્ત્ર ) ઉપરાંત વર્ણોત્પત્તિ, રાજધર્મ, સાહિત્ય ને ઇતિહાસની માહિતી આવે છે. **અષ્ટાદશ વ્યવહાર**માં પણ એવી જ હકીકત આપી છે. **ધર્મવિચાર દેવદંડ** નામે પુસ્તકમાં ધર્મશાસ્ત્રને દંડનીતિ તરીકે નિરૂપવામાં આવ્યું છે. **ગજ-મદ** નામે પુસ્તક પ્રજાહિતના વિખ્યાત મંત્રી ગજમદની કૃતિ ગણાય છે, પરંતુ એની વર્તમાન આવૃત્તિ ઘણી અર્વાચીન છે.

# ૧૩. વિજ્ઞાન

જ્ઞાનપ્રધાન સાહિત્યમાં કોશ, વ્યાકરણ, છંદ, જ્યોતિષ, ઔષધ, ઇતિહાસ, શિલ્પ, કામ, સંગીત, પક્ષી, પ્રાણી ઇત્યાદિ અનેક વિષયનાં પુસ્તકોમાં ભારતીય સંસ્કૃતિની અસર જોવામાં આવે છે.

અમરમાલા, આદિસ્વર, એકલવ્ય ને ચણ્ડકિરણ જેવા કોશોમાં અમરકોશની જેમ દેવ, ભૂમિ, વારિ, મનુષ્ય, વૃક્ષ, પ્રાણી ઇત્યાદિ વર્ગના પદાર્થોનાં વિવિધ નામ આપવામાં આવ્યાં છે. કૃતભાષા ને ચાણ્ડકપર્વમાં પણ એવા શબ્દના અનેક પર્યાય આવે છે. સંસ્કૃત-કાવી કોશમાં શિવ, બુદ્ધ, કામ ને કુબેર જેવા દેવોનાં અનેક નામ ગણી આવે છે.

સ્વરવ્યંજન એ સંસ્કૃત વ્યાકરણનું પ્રખ્યાત પુસ્તક છે. એમાં સ્વર ને વ્યંજનના જુદા જુદા પ્રકાર તથા સ્વરસન્ધિ વ્યંજનસન્ધિ ને વિસર્ગસન્ધિના નિયમ આપ્યા છે. એનો બીજો ખંડ કૃતભાષા કહેવાય છે. એમાં ક્રિયાપદનાં રૂપ, કારક ને સમાસ પર અલગ ખંડ લખાયા છે.

છંદને લગતું પ્રખ્યાત પુસ્તક વૃત્તસંચય છે. એમાં માત્ર વૃત્તનો—અક્ષરમેળ છંદનો વિષય આવે છે, માત્રામેળ ને ગણમેળ છંદનો નહિ. એમાં ૧ થી ૨૭ અક્ષરના છંદની વ્યાખ્યા આપી છે ને ૯૬ છંદનાં ઉદાહરણ આપ્યાં છે. આ પુસ્તકમાં પિંગલકોશ નામે પ્રાચીન ગ્રન્થનો ઉલ્લેખ આવે છે. વૃત્તાયનમાં પણ વૃત્તનો વિષય આવે છે. ચાણ્ડકપર્વમાં કેટલીક હકીકત જુદી પડે છે. પ્રાચીન-જાવાનીઝ રામાયણમાં

જ્યોતિષમાં પંચાંગ, મુહૂર્ત, ફળાદેશનો સમાવેશ થાય છે. બાલીમાં પંજિકાને વરિગા કહે છે. વરિગા ગર્ગમાં ભારત ને ઇન્ડોનેશિયાનાં તત્ત્વ એકઠાં થયાં છે. વરિગાની ઉત્પત્તિ પણ પરીક્ષિતના અંતકાળની ગણતરી સાથે સાંકળવામાં આવી છે. કાલગણના માટે વપરાતો શક સંવત ભારતમાંથી જ ત્યાં ગયો હતો. પુસ્તકોમાં એના વર્ષના આંકડા મોટે ભાગે ચન્દ્ર=૧, નેત્ર=૨, અગ્નિ=૩, વેદ=૪ ઇત્યાદિ ચન્દ્ર-સંકલ પદ્ધતિથી લખાતા. ઇન્ડોનેશિયામાં પાંચ વારની પ્રથા ચાલતી હતી, એની સાથે ભારતની સાત વારની પ્રથા પ્રચલિત થઈ ને એ બંનેનો મેળ ૩૫ દિવસે મળી રહે છે. પંચાંગની જેમ મુહૂર્તને લગતાં પણ કેટલાંક પુસ્તક છે. સત્તાવીસ નક્ષત્ર ને બાર રાશિ તેમજ તે પરથી થતા ફલાદેશનાંય પુસ્તક મળે છે.

ઔષધને ઇન્ડોનેશિયામાં ઉસદા કહેતા. ઉસદાનાં પુસ્તકોમાં જુદા જુદા પ્રકારનાં ઔષધ જણાવવામાં આવ્યાં છે. એમાં કેટલાંક ઔષધ લેતી વખતે એને મંતરવામાં આવતાં. આ પુસ્તક મોટે ભાગે મજપહિત રાજ્યના અસ્તના અરસામાં લખાયાં છે.

નાગરકૃતાગમ ને પરતોન જેવાં પુસ્તકોમાં ઇન્ડોનેશિયાના અમુક રાજવંશોનો ઇતિહાસ આપેલો છે. એમાંની હકીકત માત્ર ઇન્ડોનેશિયાને લગતી છે, જ્યાં એની લેખનશૈલીમાં તેમજ એ વખતના પ્રખ્યાત પંડિતોની માહિતીમાં ભારતીય સંસ્કૃતિની અસર નજરે પડે છે. એમ તો ચસોન અરંગ, ઉસના જાવા, ઉસના બાલી, કિદુગ સુંદ, તન્ત્ર સુંદ, પમંચંગહ, પંજિ વિજયક્રમ ને કિદુંગ હર્ષવિજય જેવાં અનેક પુસ્તક છે, પરંતુ એમાંનો ઇતિહાસ માત્ર રચનિક જ હોઈ એમાં ભારતની સંસ્કૃતિની અસર ભાગ્યે જ જોવા મળે છે.

ઇન્ડોનેશિયામાં ભારતીય શિલ્પની અનેક ભવ્ય કૃતિઓ મળે છે, પરંતુ શિલ્પના સાહિત્યમાં માત્ર ધર્મલક્ષણ નામે એક કૃતિ ઉપલબ્ધ છે, જે વિશ્વકર્માની કૃતિ ગણાતી હોઈ ભારતના શિલ્પશાસ્ત્રની અસર ધરાવે છે.

કામશાસ્ત્ર પર તો અનેક પુસ્તક ઉપલબ્ધ છે, જેવાં કે સ્વરતન્ત્ર અંગુલિપ્રવેશ, સ્મરરચણ, નલિગ વગેરે.

સંગીત, પક્ષીઓ ને પ્રાણીઓ વિશે પણ કોઈ કોઈ પુસ્તક મળ્યાં છે.

# ૧૪. વયંગ(રૂપક)

ઇન્ડોનેશિયામાં રૂપકને વયંગ કહે છે. એના કુલ સાત પ્રકાર છે એમાંના બે પ્રકાર છાયા–નાટકના છે. 'વયંગ' શબ્દ છાયા–નાટકના અર્થમાં પણ વપરાય છે; એ શબ્દનો મૂળ અર્થ 'છાયા' જ છે. આ છાયા–નાટકમાં પ્રેક્ષકો સમક્ષ એક મોટો પડદો હોય છે, પડદા પાછળ દલંગ (સૂત્રધાર) બેઠો હોય છે, એ ત્યાં રહીને પૂતળીઓનો દોરીસંચાર કરે છે ને દીવાની મદદથી પ્રસંગાનુસાર પડદા પર એની મોટી મોટી છાયા પાડે છે, એના હલનચલન અનુસાર એ કથાનકના પ્રસંગ ને સંવા કહેતો જાય છે, પ્રસંગાનુસાર પગથી ઝાંઝરના ઝણકાર ગજાવે છે ને બીજા હાથે વાદકોને સૂચના આપતો રહે છે. આ પૂતળીઓ ઢોરના ચામડાની હોય છે, એની આકૃતિ પાર્શ્વતઃ ઘડી હોય છે, એના હાથ હલાવી ચલાવી શકાય એવા છૂટા રાખ્યા હોય છે ને એને રંગ રોગાન લગાવેલ હોય છે. ખેલ શરૂ કરતા પહેલાં એ પ્રેતોને બલિ અર્પે છે ને ધૂપ કરે છે. છાયા–નાટકના જે બે પ્રકાર છે તેમાં વયંગ પર્વનાં નાટકોનું વસ્તુ રામાયણ, મહાભારત ને પુરાણોમાંથી લીધેલું હોય છે, જ્યારે વયંગ ગેડોગનાં નાટકોમાં પંજી કથાના પ્રસંગ આવે છે. વયંગ પર્વમાં દેવો ને દાનવો, રામ ને રાવણ, પરશુરામ ને અર્જુન સહસ્રબાહુ અને પાંડવ ને કૌરવોને લગતા જુદા જુદા પ્રસંગો ભજવવામાં આવે છે. દા. ત. પાંડુ નામના નાટકમાં કુંતીના સ્વયંવરનો, મદ્રરાજના પુત્ર સુનસોમ ને વ્યાસના પુત્ર પાંડુ વચ્ચેના વિગ્રહનો, એની બહેન માદ્રી ને રાજકુંવરી કુંતીની તેમજ કુંતીની બહેન પૃથા ને ગંધારની રાજપુત્રી ગાંધારીની પ્રાપ્તિના, ને પછી ધૃતરાષ્ટ્ર, વિદુર ને પાંડુના વિવાહના પ્રસંગ નિરૂપવામાં આવ્યા છે.

વયંગનો ઉલ્લેખ અર્જુનવિવાહ, રામાયણ–કકાવી, સુમનસાન્તક, સ્તનસંચય ને ભારતયુદ્ધ જેવાં અનેક પ્રાચીન પુસ્તકોમાં આવે છે. આ પરથી એની પ્રાચીનતા અગિયારમી સદીના આરંભ સુધી બતાવી

ગાય છે. કેટલાક વિદ્વાનો તો એની પ્રાચીનતા શક ૮૮૦ કે છેક શક ૭૮૦ સુધીની ધારે છે. છેવટમાં એનો ઉલ્લેખ ઈ. સ. ૯૦૦ ના અરસાના એક શિલાલેખમાં મળ્યો છે. આમ ઇન્ડોનેશિયામાં વયંગનો પ્રયોગ એટલા પ્રાચીન કાળમાં પ્રચલિત હતો. કેટલાક માને છે કે વયંગની ઉત્પત્તિ જાવામાં જ થયેલી, પરંતુ ઘણા એમ માને છે કે એની ઉત્પત્તિ ભારતમાં થયેલી. મહાભારતમાંના રૂપોપજીવન શબ્દનો અર્થ નીલકંઠ છાયા-નાટક જેવો આપે છે, જેમાં બારીક પડદાનો ને ચર્મમય આકારોનો ઉલ્લેખ આવે છે.[1] વળી પ્રાચીન વયંગનું વસ્તુ રામાયણ-મહાભારતાદિમાંથી લેવાતું એ પણ સૂચક છે. વયંગમાં ડલંગ પ્રસંગોપાત્ત 'સ્લોક' બોલતો ને પ્રાચીન વયંગને 'વયંગપર્વ' કહે છે એમાં પણ આ કાવ્યોના શ્લોક ને પર્વનો ઉલ્લેખ અભિપ્રેત છે.

જાવામાંથી વયંગ બાલીમાં ગયું ને ત્યાં હજી પ્રચલિત છે. એમાં વયંગ પર્વનું વસ્તુ અર્જુનવિવાહ, રામાયણ, ભારતયુદ્ધ ને ભૌમકાય જેવાં કાવ્યોમાંથી લેવામાં આવે છે. સુમાત્રા જેવા બીજા દ્વીપોમાં ચાલતા છાયા-નાટકનું બીજ પણ કદાચ જાવાના વયંગમાં રહ્યું હશે.

૧. સંસ્કૃત નાટકોમાં ધર્માભ્યુદય ને દૂતાંગદ છાયા નાટક કહેવાય છે ને ઈ. સ. ૮૫૦ પહેલાનું મહાનાટક પણ એ પ્રકારનું છે, પરંતુ એમાં એ નામ આ અર્થમાં પ્રયોજાયું જણાતું નથી.

# ૧૫. પંજી-કાવ્યો ને તંત્ર-કથાઓ

મધ્ય-જાવાનીઝ સાહિત્યમાં કેટલાંક કિદુંગ (કાવ્ય) પંજી નામે નાયકને લગતાં છે. એમાં અજ્ઞાત નામે કિદુંગ તો કથાસરિત્સાગર જેટલું દળદાર છે. કથાસરિત્સાગરમાં જેમ રાજપુત્ર નરવાહનદત્ત પોતાની પ્રિય પત્ની મદનમંચુકાની શોધમાં ભટકે છે ને છતાં એ દરમ્યાન બીજી અનેક કન્યાઓ સાથે વિવાહ કરે છે, તેમ આ કથાનો નાયક પણ ચન્દ્રકિરણ નામે પ્રિય પત્નીની શોધમાં ઘેલો થઈ ભમે છે ને છતાં અનેક સંકટોનો સામનો કરતો કરતો બીજી અનેક સુંદરીઓનો પ્રેમ સ્વીકારે છે. પરંતુ આ બે કથાઓમાં બીજું કંઈ સામ્ય નથી. આ કથાની ઉત્પત્તિ જાવામાં જ થઈ લાગે છે ને એમાં ભારતની કંઈ અસર થઈ જણાતી નથી.

પરંતુ મધ્ય-જાવાનીઝ 'તંત્રિ-કથાઓ'માંની ઘણી લોકકથાઓ ને કાલ્પનિક કથાઓ, પંચતન્ત્ર ને હિતોપદેશમાંથી લીધી લાગે છે. 'તંત્રિ' શબ્દ 'પંચતંત્ર'ના 'તંત્ર'ને મળતો છે ને એનો મૂળ અર્થ 'તંતુ' થાય છે. જાવાની તંત્રિ-કથાઓમાં 'તંત્રિ-કામન્દક'ની કથા વધુ વિખ્યાત છે. એમાં ૭ સર્ગ છે. કથાનકનો ઉપોદ્ઘાત પંચતંત્રની જેમ વિષ્ણુશર્મા ને એના રોક શિષ્યોના પ્રસંગથી નહિ, પણ કણયમંજરીની જૈન કથામાં આવે છે એવા જુદી જાતના પ્રસંગથી થાય છે. પાટલી-પુત્રના રાજા સમુદ્રગુપ્તનો વંશજ ઐશ્વર્ય પોતાની જાળમાં પકડાયેલી પ્રધાનપુત્રી તંત્રિ પાસે લાંબી લાંબી કથા સાંભળ્યા કરે છે! મુખ્ય વાર્તા વૃષભ, સિંહ ને શિયાળની જ છે. પરંતુ પંચતંત્રની જેમ 'સંજીવક'ની નહિ પણ હિતોપદેશની જેમ 'નંદક' વૃષભની વાત આવે છે; સિંહનું નામ 'પિંગલક' ને બદલે 'ચંગપિંગલ' આપ્યું છે ને શિયાળનું નામ 'દમનક'ની જગાએ 'સમ્બદ્ધ' આપવામાં આવ્યું છે. એવી રીતે પેટા-વાર્તાઓમાં 'કાચબો ને બે હંસ', 'જૂ ને માકણ', 'બગલો ને કરચલો', 'રાજા ને વાંદરો', 'ચકલીના મિત્રો ને હાથી',

'શિયાળ ને દુંદુભિ', 'ટિટોડો ને સમુદ્ર', 'કાગડાનું જોડું ને કાળો નાગ', 'ત્રણ માછલાં' અને 'ચકલી ને વાંદરો', જેવી વાર્તાઓ પંચતંત્ર, હિતોપદેશ ને કથાસરિત્સાગર જેવા ભારતીય કથાસંગ્રહોમાં આવે છે. 'તંત્રિ–કામંદક' ગદ્યમાં છે; એના જેવાં બીજાં કેટલાંક પુસ્તક પદ્યમાં પણ છે. એમાં 'તંત્રિ–કડિરી' ને 'તંત્રિ–ડેમુંગ' પણ જાવામાં લખાયાં હતાં. નૂતન–જાવાનીઝ, બાલીનીઝ ને મદુરીઝ ભાષામાં પણ તંત્રિ–સાહિત્યનાં પુસ્તકો છે. આ સિવાય બીજાં કેટલાંક પુસ્તકોમાં પણ પંચતન્ત્ર ને હિતોપદેશમાંની વાર્તાઓ જોવામાં આવે છે. આમ એકંદરે ઇન્ડોનેશિયાના પ્રાચીન સાહિત્ય પર ભારતના સાહિત્યની ઘણી અસર નજરે પડે છે.

# ખંડ ૫ : શિલ્પ

## ૧૬. મધ્ય જાવાનાં શૈવ દેવાલય

ભારતની સંસ્કૃતિની અસર ઇન્ડોનેશિયાની પ્રાચીન શિલ્પકલાના ક્ષેત્રમાં પણ નજરે પડે છે. એ અસરનાં પગરણ તો પશ્ચિમ જાવાના આધિપત્ય દરમ્યાન થયાં હોવાં જોઈએ, પરંતુ હાલ મોજૂદ રહેલા એના જૂનામાં જૂના અવશેષ એ પછીના મધ્ય જાવાના શાસનકાળના છે. આ સ્મારકોમાં સ્થાપત્ય કલા એવી વિકાસકક્ષાએ ખીલેલી છે કે એ પરથી પણ એની શરૂઆત ઘણા લાંબા વખત પર થયેલી હોવાની ખાતરી થાય છે. આથી પશ્ચિમ જાવાના શાસનકાળમાંય પૂર્ણવર્માં જેવા રાજવીઓએ આવાં સાર્વજનિક સ્મારક બંધાવ્યાં હોવાં જોઈએ, પરંતુ એ લાકડા જેવા ભંગુર પદાર્થનાં હોવાને લીધે કાળબળે નાબૂદ થઈ ગયાં લાગે છે. એવી રીતે પૂર્વ જાવામાં પણ એવાં પ્રાચીન સ્મારક બંધાયાં જણાય છે, પરંતુ ત્યાં એની જગ્યાએ પાછળથી નવાં સ્મારક બંધાયાં હોવાથી પ્રાચીન કાળનાં મૂળ સ્મારક એમાં વિલુપ્ત થઈ ગયાં લાગે છે.

ઇન્ડોનેશિયાનાં પ્રાચીન સ્મારક પણ મોટે ભાગે ધાર્મિક પ્રકારનાં છે. ત્યાં દેવાલયને ચણ્ડી કહે છે. ત્યાંના દરેક સ્મશાનમાં ચંડીનું સ્થાનક રાખવામાં આવતું, તેથી ચણ્ડીગૃહનો અર્થ ધીમે ધીમે દેવસ્થાન જેવો અતિવ્યાપ્ત થતો ગયો ને પાછળથી 'ચણ્ડીગૃહ'ની જગ્યાએ માત્ર 'ચણ્ડી' શબ્દ જ રૂઢ થઈ ગયો લાગે છે. ઇન્ડોનેશિયાના દેવાલયમાં [illegible]ખ્ય ત્રણ ભાગ હોય છે : પીઠિકા, મુખ્ય અંગ ને શિખર. એનું [illegible]માન લગ[illegible] સમચોરસ હોય છે. પીઠિકામાં પણ છેક નીચલા ને [illegible]ચના [illegible] 'દમ[illegible]'ર પડતા થર હોય છે, જ્યારે એનો વચલો ભાગ વિસ્તૃત તથા [illegible]આમા[illegible] ને શિલ્પકૃતિથી વિભૂષિત હોય છે. પીઠિકાની ઉપર મુખ્ય અંગની આ[illegible]સપાસ ઘણી ખાલી જગા રાખવામાં આવે

છે ને એના મુખ્ય ખંડના સમચોરસની દરેક બાજૂએ વચ્ચે એકેક નાનો ખંડ ઉમેરવામાં આવે છે, જેમાંના એક ખંડમાં અંદરના ગર્ભગૃહમાં જવાનો પ્રવેશમાર્ગ રાખવામાં આવે છે ને બાકીના દરેક ખંડને નાના અલગ દેવાલયનું સ્વરૂપ આપવામાં આવે છે. પીઠિકા ઘણી ઊંચી હોવાથી એમાં એક બાજૂએ ઉપર ચઢવાનાં પગથિયાં રાખવાં પડે છે. દરેક ગૌણ દેવાલયને પોતપોતાનું અલગ પ્રવેશદ્વાર હોય છે. મુખ્ય અંગની દીવાલ ઘણી ઊંચી હોય છે ને એમાં વચ્ચે વચ્ચે બબ્બે સ્તંભાકૃતિવાળા ગોખલાની અંદર તેમજ આસપાસ કંઈ કંઈ શિલ્પ કોતરેલાં હોય છે. દીવાલના તળિયાના તેમજ ટોચના ભાગમાં બહાર પડતા થર કાઢેલા હોય છે. શિખરમાં સમગ્ર દેવાલયની જ નાની નાની પ્રતિકૃતિઓના એક પછી એક નાના ને નાના થતા જતા અનેક થર હોય છે. કોઈ શિખરની છેક ટોચનો પૂરો ભાગ હાલ મોજૂદ રહ્યો નથી, પરંતુ ખંડિત અવશેષો તથા ચાર ખૂણા પરનાં ગૌણ શૃંગોના આકાર પરથી શિખરની ટોચે આમલકની પ્રતિકૃતિ ને કેટલીક વાર એની ઉપર વળી લાંબી અણીદાર ટોચવાળા સ્તૂપની આકૃતિ હોવાનો ખ્યાલ આવે છે. ગર્ભગૃહના અંતરંગની રચના તદ્દન સાદી હોય છે. એનો ખંડ નાનો ને ચોરસ હોય છે ને એની દીવાલો સીધી ને સાદી હોય છે. શિખરનો ભાગ અંદરથી કૃત્રિમ કમાનની યોજના અનુસાર ઉપર જતાં ધીમે ધીમે સાંકડો થતો જાય છે ને એની ટોચે બ્રહ્મશિલા ગોઠવેલી હોય છે. ગર્ભગૃહની પછીતને અડીને પ્રતિમાની પ્રતિષ્ઠા માટેની પીઠિકા ચણવામાં આવે છે. પ્રવેશદ્વાર પર મોટે ભાગે કાલ–મકરની શિલ્પકૃતિ જોવામાં આવે છે. એમાં ટોચના વચલા ભાગમાં કાલનું કરાલ મુખ હોય છે[1] ને બંને બાજુના નીચલા છેડા પર મત્સ્યનો દેહ ને હસ્તીનું મુખ ધરાવતા મકરની એકેક આકૃતિ હોય છે. ભારત–જાવાની શિલ્પકલાની અંદર કાલ–મકરની આ આકૃતિ ઘણી માનીતી હતી. પીઠિકા પરના જુદી જુદી જાતના

---

૧. જેને આપણે ત્યાં 'કીર્તિમુખ' કહે છે.

શોભાયમાન થરોમાં નક્ષાકાર થરની તથા ઉપલા અંતર્ગોળ ને નીચલા બહિર્ગોળ અંગવાળા ૮ ઘાટના[1] થરની આકૃતિ ખૂબ પ્રચલિત હતી.

પથ્થરનાં સ્મારકોના જે અવશેષ મધ્ય જાવામાં મોજૂદ રહ્યા છે, તેમાં સહુથી જૂના અવશેષ ડિયેંગ નામે ઉચ્ચપ્રદેશમાં આવેલા છે. એમાં મુખ્ય દેવાલય પાંચ છે: ચંડી અર્જુન, ચંડી શિખંડી, ચંડી પુંતદેવ[2] ને ચંડી સૌભદ્ર, જે ચારેય પશ્ચિમાભિમુખ છે અને ચંડી અર્જુનની સામે આવેલું ચંડી સમ (?) જે પૂર્વાભિમુખ છે. આ પાંચેય દેવાલય વંડાની અંદર સમાયેલાં છે. એની નજીકમાં ચંડી ભીમ, ચંડી ઘટોત્કચ ને ચંડી દ્વારાવતી તથા ચંડી પરીક્ષિત ને ચંડી નકુલ-સહદેવ નામે બીજાં દેવાલય આવેલાં છે. પાંડવોના કુળના વીર પુરુષોનાં આ નામ તો આ પ્રાચીન દેવાલયો સાથે પાછળથી જોડી દેવામાં આવ્યાં છે, બાકી આ તો મુખ્યત્વે શિવાલય હતાં, જેને પાંડવો સાથે કંઈ સંબંધ ન હતો. એનાં ખંડેરોમાં મુખ્યત્વે શિવ દુર્ગા ને ગણેશની અને એ ઉપરાંત બ્રહ્મા ને વિષ્ણુની મૂર્તિઓ મળી આવી છે.

આમાંનાં ઘણાં દેવાલય પ્રચલિત શૈલીનાં છે, પરંતુ ચંડી ભીમનું સ્થાપત્ય જુદી જ શૈલીનું છે. આ શૈલી કેટલેક અંશે ઉત્તર ભારતના ભિટરગાંવ દેવાલયની શૈલીને મળતી આવે છે. એનું તલમાન લગભગ સમચોરસ છે ને એનો પ્રવેશખંડ ઘણો વિશાળ છે, જ્યારે બાકીની દરેક બાજુનો વચલો પ્રલંબ થોડોક આગળ પડતો રાખવામાં આવ્યો છે. શિખરની શૈલી વિશિષ્ટ પ્રકારની છે. એના પહેલા થરમાં પીઠિકાના નીચલા થરની બેવડી પ્રતિકૃતિ છે, બીજા થરમાં ત્રણ ત્રણ કમાનદાર ગોખલાની બે પંક્તિ છે, ત્રીજા થરમાં પહેલા થરના જેવી આકૃતિ છે ને ચોથા થરમાં એકેક ગોખલાની પંક્તિ છે. દરેક ખૂણાના ગોખલાની નીચલી બેવડી પંક્તિ પર આમલકની આકૃતિ મૂકેલી છે. ચોથા થરની ઉપરનો ભાગ મોજૂદ રહ્યો નથી પણ ઉરુશૃંગની રચના પરથી જણાય

૧. અર્થાત્ અવળા અંગ્રેજી S ના ઘાટની. જેને અંગ્રેજીમાં ogee કહે છે.

૨. 'પુંતદેવ' = ધર્મરાજ યુધિષ્ઠિર.

છે કે શિખરનો અગ્રભાગ આમલકના આકારનો હોવો જોઈએ. પ્રવેશખંડ પર શિખરના પહેલા બે થરના જેવું નીચું છાવણ હતું બાકીનાં દેવાલય પ્રચલિત શૈલીનાં છે. એમાં ચંડી પુંનદેવનું શિલ્પ સર્વોત્તમ છે. એની પીઠિકા તથા એનું મુખ્ય અંગ શિલ્પથી સુશોભિત છે. ત્રણેય દીવાલોના ગોખલા લગભગ દીવાલ જેટલા લાંબા છે. શિખરનો એક જ થર મોજૂદ રહ્યો છે, જેમાં દેવાલયની નાની પ્રતિકૃતિ ઉપરાંત ઉરુશૃંગનો સમાવેશ થાય છે. પ્રવેશખંડને અલગ ને નીચું છાવણ છે. બીજાં દેવાલય માપમાં નાનાં હોવા છતાં સારાં પણ સુપ્રમાણ શિલ્પની ભવ્યતા ધરાવે છે, જે ભારતનાં ગુપ્તકાલીન દેવાલયોમાં પણ દેખા દે છે. અર્ધમૂર્ત શિલ્પકૃતિઓમાં કાલ–મકરની જેમ ચંડી-ભીમના શિખરના ગોખલાઓમાંનાં ઉત્તરાંગોમાં શિલ્પીની સિદ્ધહસ્તતા નજરે પડે છે. આ ઉત્તરાંગ બુદ્ધનાં કે ભીમનાં નહિ, પણ શોભાત્મક શિલ્પનાં જ લાગે છે. આ પ્રદેશમાં મળેલું શિવ જેવા દેવનું ઉત્તરાંગ મધ્ય–જાવાની કલાનો ઉત્તમ નમૂનો છે દુર્ગાની એક પ્રતિમામાં દેવી તેમ જ મહિષાસુરના પ્રભિન્ન ભાવ આબેહૂબ આલેખવામાં આવ્યા છે.

શૈવ ધર્મનાં બીજાં દેવાલય પ્રંબનન પ્રદેશમાં આવેલાં છે. જૂનાં દેવાલયોમાં ગુનુંગ–છન્ગેનું શિવાલય નોંધપાત્ર છે. પછીનાં દેવાલયોમાં લારા–જોંગરંગનું દેવસ્થાન તો સમસ્ત જાવાનાં શિવાલયોમાં સર્વોત્તમ સ્થાન ધરાવે છે. એના એક ગૌણ દેવાલયમાં લારા–જોંગરંગ[1] નામે રાજપુત્રીની મૂર્તિ છે, જે કુંવરીના કપટથી નારાજ થયેલા એક યુવાને એને શાપ દઈ શિલા બનાવી દીધી એવી દંતકથા પ્રચલિત છે. દેવસ્થાનના વચલા ચોકમાં ત્રણ ત્રણ દેવાલયોની બે ઉત્તરદક્ષિણ પંક્તિ આવે છે, જેમાંની પશ્ચિમ પંક્તિનાં પૂર્વાભિમુખ દેવાલયોમાંના વચલા દેવાલયમાં મહાદેવની, ઉત્તર દેવાલયમાં વિષ્ણુની ને દક્ષિણ દેવાલયમાં બ્રહ્માની ઊભી મૂર્તિ છે. પૂર્વ પંક્તિના વચલા દેવાલયમાં નંદીની પ્રતિમા છે ને એવી રીતે બાજૂનાં દેલાલયોમાં વિષ્ણુ ને બ્રહ્માના

૧. આ નામ પ્રસ્તુત શિવાલય સાથે પાછળથી સાંકળવામાં આવેલું છે.

વાહનની પ્રતિમા હતી એવો સંભવ છે. ચોકના વંડાની આસપાસ ૧૨–૧૨, ૧૪–૧૪, ૧૬–૧૬ દેરીઓની ત્રણ પંક્તિ છે, જે દેરીઓની કુલ સંખ્યા ૧૫૬ થાય છે.[1] બધી દેરીઓનું પ્રવેશદ્વાર બહારની બાજૂ તરફ અભિમુખ છે ને અંદરની દરેક પંક્તિ ઊંચી ને ઊંચી સપાટી પર ચણેલી છે. વચલા ચોકની દેવસ્થાનની વેદિકાને દરેક બાજૂની વચમાં એક દરવાજો હતો. બધી દેરીઓ સરખા ઘાટની હતી. એની અંદર શિવલિંગ મોજૂદ રહ્યાં નથી. મુખ્ય દેવાલયોનું તલમાન આસપાસના પ્રક્ષોને લીધે દ્વાદશકોણ જેવું દેખાય છે. એમાં શિવાલયના પ્રક્ષોમાં અલગ ગૌણ દેવાલય રહેલાં છે.

મુખ્ય દેવાલયની પીઠિકા પર એક એવી શિલ્પકૃતિની પંક્તિ કોતરેલી છે, જે પ્રંબનનની વિશિષ્ટ શિલ્પકૃતિ ગણાય છે. એમાં વચ્ચે એક ગોખલાના નીચલા ભાગમાં ઊભા સિંહના અગ્રભાગનું ને ઉપલા ભાગમાં કાલમુખનું શિલ્પ હોય છે ને એની બે બાજૂએ એકેક સીધો ચપટો સ્તંભ હોય છે. ગોખની બે બાજૂએ એકેક કલ્પવૃક્ષ કોતરેલું હોય છે, જેની બાજૂએ કિન્નર-કિન્નરીનું (કે ક્વચિત્ પશુપંખીનું) શિલ્પ હોય છે આવી આકૃતિઓની વચ્ચે વચ્ચે એક પહોળો સ્તંભ હોય છે, જેની બે બાજૂએ એકેક સ્તંભાકૃતિ કોતરેલી છે. એમાં શિવાલયના પ્રદક્ષિણાપથને ફરતી વેદિકા છે. વેદિકાની બહારની બાજૂમાં ત્રણત્રણ મનુષ્યોનાં શિલ્પવાળા ગોખલા હોય છે. એની અંદરની બાજૂમાં રામાયણની મુખ્ય કથાના સંકલિત પ્રસંગોની શિલ્પપંક્તિ જોવામાં આવે છે. એમાં બ્રહ્માદિ દેવો શેષશાયી વિષ્ણુને પૃથ્વી પર અવતાર લેવાની વિનંતી કરવા ગયા ત્યાંથી માંડીને રામે વાનરસેના લઈ લંકા પર આક્રમણ કર્યું ત્યાં સુધીના પ્રસંગોની ૪૨ શિલ્પપંક્તિ આપવામાં આવી છે. પીઠિકા પર મુખ્ય અંગની એક નહિ પણ બે પીઠિકા કાઢી

૧. સાદી અણતરીએ દેરીઓની સંખ્યા ૪૮+૫૬+૬૪=૧૬૮ થાય, પરંતુ એમાં દરેક પંક્તિની ચાર ખૂણાની ચાર દેરીઓ બે વાર ગણાતી હોવાથી ખરી સંખ્યા ૪૪+૫૨+૬૦=૧૫૬ થાય છે.

છે. એમાંની ઉપલી પીઠિકા પર ચોવીસ પંક્તિમાં જુદી જુદી મુદ્રાવાળી ચોવીસ પદ્માસનસ્થ પ્રતિમા મૂકેલી છે. આ પ્રતિમા બોધિસત્ત્વોની નહિ પણ જુદાજુદા દિક્પાલોની લાગે છે. મુખ્ય અંગની દીવાલોનો ઘણો ઉપલો ભાગ નષ્ટ થઈ ગયો છે. ગર્ભાગારમાં રહેલી મહાદેવની ઊભી ચતુર્ભુજ મૂર્તિ એ શિલ્પકલાનો એક ઉત્તમ નમૂનો છે. પ્રવેશદ્વારની બે બાજૂએ નંદીશ્વર ને મહાકાલ એ બે દ્વારપાલની પ્રતિમા કોતરેલી છે. શિવાલયની બાજૂમાં આવેલાં ત્રણ ગૌણ દેવાલયોમાં ગણેશ, ભટારગુરુ ને મહિષાસુરમર્દિની દુર્ગાની પ્રતિમા સ્થાપેલી છે. બ્રહ્માના દેવાલયની નીચલી પીઠિકાના વચલા ભાગમાં બે ઉપાસકો વચ્ચે ઊભેલા બ્રહ્માની અને વિષ્ણુના દેવાલયના એ ભાગમાં બે દેવી વચ્ચે ઊભેલા વિષ્ણુની પ્રતિમા છે. બ્રહ્માના દેવાલયની વેદિકાના અંદરના ભાગમાં પૂર્વરામચરિતનું અનુસંધાન ધરાવતા ઉત્તરરામચરિતના પ્રસંગ આલેખવામાં આવ્યા છે, જ્યારે વિષ્ણુના દેવાલયના એ ભાગમાં કૃષ્ણચરિતના વિવિધ પ્રસંગ રજૂ કરવામાં આવ્યા છે. બ્રહ્માની મુખ્ય ચતુર્ભુજ મૂર્તિની બાજૂમાં એમની ત્રણ નાની મૂર્તિઓ છે, જેમાંની એક ચતુર્ભુજ, એક ષડ્ભુજ ને એક અષ્ટભુજ છે. એવી રીતે વિષ્ણુની મુખ્ય ચતુર્ભુજ મૂર્તિની બાજૂમાં વામન ને નરસિંહ અવતારની નાની મૂર્તિઓ ઉપરાંત ચતુર્ભુજ લક્ષ્મીની નાની પ્રતિમા હાથમાં ધારણ કરતા દ્વિભુજ વિષ્ણુની મૂર્તિ નજરે પડે છે.

આ ઉપરાંત કેટલાંક બીજાં છૂટાંછવાયાં શૈવ દેવાલય મળી આવે છે. એમાં ચંડી બનોન નામે શિવાલયમાં શિવની પૂર્ણમાન પ્રતિમા છે. શૈલગૃહ નામે શિવાલયમાં શિવ, દુર્ગા ને ગણેશની પ્રતિમા છે, ચંડી સેતાન નામે દેવાલયમાં ગણપતિની ચૌદ પ્રતિમા છે, ભવ્ય ગોપુરવાળા ચંડી મેરાકમાં એક ગણેશની પ્રતિમા છે.

મધ્ય જાવાની શૈલગુહાઓમાં મોટે ભાગે શિવલિંગનાં દેવાલય નજરે પડે છે. આ શિવાલય ગુહાવાસી તાપસો માટે કોતરાયાં લાગે છે.

# ૧૭. મધ્ય જાવાનાં બૌદ્ધ દેવાલય

મધ્ય જાવામાં શૈવ દેવાલયોની જેમ બૌદ્ધ દેવાલયોના પણ અનેક સુંદર અવશેષ રહેલા છે. ડિયેંગનાં શૈવ દેવાલય ઈ. સ. ૬૨૫–૭૫૦ના આરંભકાળમાં બંધાયાં હતાં, જ્યારે પ્રંબનનનાં શૈવ દેવાલય ઈ. સ. ૮૬૦–૯૨૮ના અંતકાળમાં બંધાયાં હતાં. આની વચ્ચેના મધ્યકાળ દરમિયાન પ્રંબનન ને કેદુ પ્રદેશમાં બૌદ્ધ ધર્મનાં અનેક ભવ્ય દેવાલય બંધાયાં. પ્રબનન પ્રદેશમાં ચંડી કલસન (ઈ. સ. ૭૭૮), ચંડી સરી (ઈ. સ. ૮૦૦) ને ચંડી સેવુ (ઈ. સ. ૯૨૫) ગણનાપાત્ર છે. ચંડી કલસન એ એક શૈલેન્દ્ર રાજાએ બંધાવ્યું હતું ને એને એમણે कलशं (હાલનું કલસ) નામે ગામનું દાન દીધું હતું. આ દેવાલયની પીઠિકા પર એના મુખ્ય અંગની આસપાસ ૧૫ ફૂટ પહોળો પ્રદક્ષિણાપથ રાખવામાં આવ્યો છે. એની આગલી બાજુએ ગર્ભગૃહનો પ્રવેશખંડ છે ને બાકીની ત્રણ બાજુએ ત્રણ અલગ ગૌણ દેવાલય છે. દ્વારની ઉપરના ભાગમાં કાલ–મુખનું કદાવર શિલ્પ ને નીચલા ભાગમાં દરેક બાજુએ એકેક મકરનું શિલ્પ કોતરેલું છે. મકરના મુખની ઉપર આવેલા ગોખલામાં એકેક મનુષ્યનું શિલ્પ યોજવામાં આવ્યું છે. દીવાલને દરેક છેડે બે સાદા સ્તંભની વચ્ચે વેલની ભાત કોતરેલી છે. બીજી દીવાલોમાં પણ આ જ યોજના નજરે પડે છે. એના શિખરના નાનામોટા ગોખલાઓમાં ધ્યાની બુદ્ધોની મૂર્તિઓ હતી. ગૌણ દેવાલયની પછીત પાસે ત્રણ ત્રણ મૂર્તિની પીઠિકા મોજૂદ છે. મુખ્ય દેવાલયમાં તારા દેવીની મૂર્તિ હતી.

ચંડી સરીનું પૂર્વાભિમુખ દેવાલય ઉત્તરદક્ષિણ વધારે પહોળું છે. એનો પ્રવેશખંડ સદંતર નાબૂદ થયો છે. આ મકાનને બે મજલા છે. નીચલા મજલામાં પ્રવેશદ્વારની બંને બાજુએ એકેક વાતાયન–આકૃતિ કોતરેલી છે. એની સ્તંભાકૃતિની પાસે એકેક કિંનરની, ને વાતાયનની એક બાજુએ એક પુરુષની તથા બીજી બાજુએ એક સ્ત્રીની આકૃતિ

કોતરેલી છે. ઉપલા મજલામાં ત્રણેય જગ્યાએ એકેક બારી હોય છે ને બબ્બે બારી વચ્ચેના ગોખલામાં દેવની પ્રતિમા હોય છે. એની ઉપરની વંડીમાં એવા ત્રણ મોટા ગોખલા છે ને એમાંના દરેક બબ્બે વચ્ચે એકેક નાનો ગોખલો છે; આમાં પહેલાં ધ્યાની બુદ્ધોની મૂર્તિઓ હશે. અંદરના નીચલા ખંડના ત્રણ ઊભા ભાગ પાડેલા છે ને એમાં બુદ્ધો ને બોધિસત્ત્વોની મૂર્તિઓ હતી. ડાબી બાજુના ભાગમાં ઉપર જવાની સીડી છે. નીચલો માળ જેમ દેવાલય માટેનો હતો તેમ ઉપલો માળ વિહાર માટે હતો એમ મનાય છે.

ચંડી સેવુ એ જાવાનું બીજા નંબરનું મોટું દેવસ્થાન છે. એનું મુખ્ય દેવાલય એક વિશાળ ચોકની વચોવચ આવેલું છે. એની શૈલી ચંડી સરીની શૈલી જેવી છે, પરંતુ એનાં ગૌણ દેવાલય છેક પીઠિકાના છેડા સુધી વિસ્તૃત છે ને એની અંદર એકને બદલે બે ખંડ રાખવામાં આવ્યા છે, જેમાંના પાછલા ખંડમાં થઈને મુખ્ય ગર્ભાગારની પ્રદક્ષિણા થઈ શકે છે. વળી આ ગૌણ દેવાલયોનું છાવણ મુખ્ય દેવાલયના છાવણથી નીચું ને અલગ હોય છે. મુખ્ય ગર્ભાગારમાં બેઠેલા બુદ્ધની મોટી ધાતુપ્રતિમા હતી, જ્યારે ગૌણ દેવાલયના ગર્ભગૃહની પછીતમાં મૂર્તિ મૂકવાના ત્રણ ત્રણ ગોખલા છે. આ કેન્દ્રસ્થ દેવાલયની આસપાસ બારબાર દેવાલયોની બીજી પંક્તિ આવેલી છે. બને પંક્તિમાં, બધાં મળી કુલ ૭૨ દેવાલય છે. એનાથી થોડે દૂર ચોગાનના છેડા પાસે વીસવીસ દેવાલયોની એક નાની પંક્તિ ને એની આસપાસ બાવીસ-બાવીસ દેવાલયોની એક મોટી પંક્તિ આવેલી છે આ બે પંક્તિનાં દેવાલયોની કુલ સંખ્યા ૧૬૦ છે. આમ મુખ્ય દેવાલયની આસપાસ એકંદરે ૨૩૨ દેવાલય આવેલાં છે. એવાં થોડાં બીજાં દેવાલયોનો સમાવેશ કરતાં દેવાલયોની કુલ સંખ્યા ૨૫૦ જેટલી થાય છે. લગભગ બધાં ગૌણ દેવાલય નષ્ટપ્રાય થઈ ગયાં છે. એમાં કોઈ કોઈ સ્થળે દાતાના નામવાળા નાના નાના લેખ મળી આવે છે, જેની લિપિનો મરોડ નવમી સદીનો લાગે છે.

આ પ્રદેશનાં એ પછીના સમયનાં બૌદ્ધ દેવાલયોમાં ચંડી પ્લાવસન ને ચંડી સજીવન નોંધપાત્ર છે. ચંડી પ્લાવસનમાં દેવાલયોનાં ત્રણ જૂથ ઉત્તરદક્ષિણ હરોળમાં આવેલાં છે ને એ બધાં પશ્ચિમાભિમુખ છે એમાં દક્ષિણ છેડાના જૂથમાં વચ્ચે એક મોટું ચોરસ દેવાલય છે, જેમાં ૧૧ બૌદ્ધ મૂર્તિઓ છે. એની પશ્ચિમ બાજુએ નાનાં આઠ-આઠ લંબચોરસ દેવાલયોની બે પંક્તિ આવેલી છે ને બાકીની દરેક બાજુએ ૭-૭ સ્તૂપની ત્રણ પંક્તિમાં કુલ ૧૫ સ્તૂપ આવેલા છે. આ જૂથની ઉત્તરે એટલી બીજી જગ્યા ખાલી રહેલી છે. પછી એક લંબચોરસ જૂથ આવે છે, જે ત્રણેયમાં મુખ્ય સ્થાન ધરાવે છે. એની અંદર વચ્ચે બે વિહારના અલગ ખંડ આઠ લંબચોરસ વંડામાં આવેલા છે. વિહારની રચના ચંડી સરીના જેવી છે, પણ એનો ઉપલો મજલો મોજૂદ રહ્યો નથી. આગલા પ્રવેશખંડમાંથી અંદરના વચલા ખંડમાં ને એ ખંડમાંથી આજુબાજુના બંને ખંડમાં જવાય છે. વચલા ખંડમાં બુદ્ધની મૂર્તિ હતી ને બાજુના દરેક ખંડમાં બોધિસત્ત્વની સુંદર ભવ્ય મૂર્તિ રહેલી છે. પ્રવેશખંડની દીવાલની બહારની બાજુ પર નિશ્ચયચક્ર તથા સિંહણની આકૃતિ કોતરેલી છે, જ્યારે ગર્ભાગારોની અંદરની દીવાલ પર દેવાલય બંધાવનાર રાજા, રાણી ને એના અધિકારીઓની શિલ્પપંક્તિ કોતરેલી છે. વચલા વંડાની આસપાસ ઉત્તરે ને દક્ષિણે સાત સાત, પૂર્વે ઓગણીસ ને પશ્ચિમે સત્તર[1] દેવાલયોની પંક્તિ આવેલી છે. એની આસપાસ એટલા સ્તૂપોની પંક્તિ આવેલી છે, જેની કુલ સંખ્યા ૫૦ છે. એની આસપાસ સ્તૂપોની એવી બીજી પંક્તિ આવેલી છે, જેમાં દરેક છેડે એકેક અધિક સ્તૂપ રહેલો છે. આ બંને પંક્તિમાં દરેક ખૂણે એકેક દેવાલય આવેલું છે. આ રીતે ગૌણ દેવાલયોની કુલ સંખ્યા ૫૮ ને સ્તૂપોની કુલ સંખ્યા ૧૦૮ થાય છે. ઉત્તરના જૂથમાં વચ્ચે એક ચોરસ દેવાલય ને એની આસપાસ પૂર્વે નવ નવ સ્તૂપોની ને પશ્ચિમે આઠ

૧. આ આગલી બાજુ હોવાથી વચ્ચે એ વિહારના પ્રવેશમાર્ગની જગ્યા રાખવા માટે, અહીં, પાછલી બાજુ કરતાં બે દેવાલય ઓછાં કરવાં પડયાં છે.

આઠ સ્તૂપોની ત્રણ ત્રણ પંક્તિ તથા દક્ષિણે ને ઉત્તરે સાત સાત સ્તૂપોની એક પંક્તિ આવેલી છે, જેમાં સ્તૂપોની કુલ સંખ્યા ૬૫ થાય છે. વચલા દેવાલયમાં ધ્યાની બુદ્ધો ને બોધિસત્ત્વોની ૨૧ મૂર્તિઓ રહેલી છે. આ દેવસ્થાનની શિલ્પકલામાં વિવિધતા ને સપ્રમાણતાનું પ્રમાણ ઊતરતું લાગે છે.

ચંડી સજીવનની પીઠિકાના વચલા ભાગ પર પંચતન્ત્ર, જાતક ને તંત્રિ કથાનાં દશ્ય કોતરેલાં છે. સીડીના કઠેરા પર કાલ-મકરની આકૃતિ છે ને બાજુની બંને દીવાલો પર કલ્પવૃક્ષની આસપાસ યક્ષો જેવી આકૃતિઓ છે. પ્રવેશદ્વારના મકરની એક બાજુએ વચ્ચે એક ગરુડારૂઢ માનવનું ને એની બે બાજુ નરારૂઢ સિંહનું શિલ્પ છે. ગર્ભાગારની મૂર્તિઓ હાલ ત્યાં મોજૂદ નથી. ગર્ભાગારની બંને બાજુની દીવાલમાં બારી રાખવામાં આવી છે. પીઠિકા પર પ્રદક્ષિણાપથની જગ્યા રાખવામાં આવી નથી. દેવાલયોનાં ખંડેરોમાં શ્રીદેવીની તથા બે દ્વારપાળોની મૂર્તિ મળી છે.

જેમ શૈવ દેવાલયનો સર્વોત્તમ નમૂનો પ્રંબનન પ્રદેશમાં છે તેમ બૌદ્ધ ધર્મસ્થાનની સર્વોત્તમ કૃતિ કેદુ પ્રદેશમાં આવેલી છે. આ પ્રદેશમાં બીજાં બે બૌદ્ધ દેવાલય આવેલાં છે : ચંડી મેંદૂત ને ચંડી પવન. ચંડી મેંદૂતની દીવાલ પરની વચલી શિલ્પપંક્તિમાં તારાના સૌમ્ય ને રૌદ્ર સ્વરૂપની તેમજ બોધિસત્ત્વ અવલોકિતેશ્વરની પ્રતિમા કોતરેલી છે. જ્યારે બાજુની આઠ પંક્તિમાં મૈત્રેય, મંજુશ્રી ને પદ્મપાણિ જેવા આઠ બોધિસત્ત્વોની પ્રતિમા કોતરી છે. શિખરના માત્ર બે થર મોજૂદ રહ્યાં છે. એમાં દરેક બાજુએ વચ્ચે ગવાક્ષાકૃતિ ને એની આસપાસ અનેક સ્તૂપ આવેલ છે. ગર્ભગૃહમાં વચ્ચે ભગવાન બુદ્ધની ને એમની બે બાજુ બોધિસત્ત્વ અવલોકિતેશ્વર ને મંજુશ્રીની પ્રતિમા નજરે પડે છે. એમાં બુદ્ધના બંને પગ પદ્માકાર પાદપીઠ પર ટેકવેલા હોય છે, જ્યારે બોધિસત્ત્વનો એકેક પગ આસન પર આડો વળેલો હોય છે. પ્રતિમાસન પરની પીઠના ઊભા સ્તંભ પાસે બેઠેલા હાથી પર ઊભા

રહેલા સિંહનું શિલ્પ હોય છે, જેના શિર પર પીઠની ઉપલી આડી સાખના છેડાનાં મકર-મુખોની ભવ્ય આકૃતિ કોતરેલી છે. પીઠની ટોચ પર પ્રભાચક્રની આકૃતિ યોજેલી છે. બુદ્ધની પ્રતિમા દસ ફૂટ ઊંચી છે ને એક જ શિલામાંથી કોતરેલી છે. એની પાદપીઠ પર ધર્મચક્ર ને બે મૃગની પરિચિત આકૃતિ નજરે પડે છે. આ ત્રણેય પ્રતિમાઓમાં શિલ્પ-કલાની ઉત્કૃષ્ટ શૈલી પ્રદર્શિત થાય છે. અવલોકિતેશ્વરની પ્રતિમાપીઠ પર જે સિંહમકરની આકૃતિ કોતરેલી છે તે સારનાથના બુદ્ધની પ્રતિમાપીઠ પરની આકૃતિ જેવી જણાય છે. ભગવાન બુદ્ધની પ્રતિમા પણ અજંટાની નવમી ગુફામાંની બુદ્ધપ્રતિમા સાથે ઠીક સામ્ય ધરાવે છે. આ દેવાલય વાયવ્યાભિમુખ છે ને એની આસપાસનાં ગૌણ દેવાલયોને ફરતી વેદિકાનું પ્રવેશદ્વાર નૈઋ ત્યે આવેલું છે એ મુદ્દો વિલક્ષણ છે.

ચંડી પવનનું પ્રવેશદ્વાર પણ એ જ પ્રકારનું છે. આ દેવાલય નાનું પણ દર્શનીય છે. એની પીઠિકા પરનાં શિલ્પ ઘસાઈ ગયાં છે. મુખ્ય અંગની બાજુની દીવાલ પર વચલા આગલા ભાગ પર એક મોટી ને એની બે બાજુએ પાછલા ભાગ પર બે નાની શિલ્પકૃતિ નજરે પડે છે. મોટી કૃતિમાં નીચે કલ્પવૃક્ષ ( જેની બે બાજુએ ઉપર બે ગાંધર્વો ને નીચે બે કિન્નર ખડા છે ) ને ઉપર વચ્ચે કલશ-કમલ ને એની બે બાજુએ બે નાની બારી કોતરેલી છે. શિખરની અંદર ચાર બાજુના ચાર અગ્રભાગ પર નાનાં શૃંગ, દેવાલયના ચાર ખૂણા પર ચાર ઊંચાં શૃંગ ને ગર્ભાગારના વચલા ભાગ પર મોટું ઊંચું શૃંગ એમ કુલ નવ શૃંગ નજરે પડે છે. ગર્ભાગારના પ્રતિમાસન પર મૂર્તિ મોજૂદ રહી નથી. આ દેવાલયનાં શિલ્પ બરબુદુરના શિલ્પ સાથે ઘણું સામ્ય ધરાવે છે. ચંડી મેંદૂત ને ચંડી પવનની સીધી લીટીમાં આગળ જતાં આવતું બરબુદુરનું વિખ્યાત ધર્મસ્થાન જાણે આ બે દેવાલયોનું વિકસિત સ્વરૂપ ન હોય એવું સામ્ય એની શિલ્પશૈલીમાં મૂર્ત થાય છે.

બરબુદુરનું દેવાલય સમસ્ત સુવર્ણદ્વીપની સર્વોત્તમ શિલ્પકૃતિની જ

નહિ, જગતની એક ઉત્તમ શિલ્પકૃતિની નામના ધરાવે છે. 'બર-બુદુર'[1] નામના જે અનેક અર્થ સૂચવવામાં આવ્યા છે તેમાં 'બહુ-બુદ્ધ'નો અર્થ સહુથી વધુ સંભવિત લાગે છે, કેમકે એમાં એકંદરે સાતસો ઉપરાંત બુદ્ધપ્રતિમા સ્થાપેલી છે. આ દેવાલય વિશાળ રમણીય મેદાન વચ્ચે આવેલા એક ટેકરાની ટોચ પર આવેલું છે. એનું તલમાન એકંદરે સમચોરસ છે, પરંતુ એની દરેક બાજુના વચલા ભાગમાં બબ્બે પ્રલંબ કાઢેલા છે. મૂળ દેવાલય નવ મજલાનું છે, પરંતુ એના ક્ષેત્ર-વિસ્તારની સરખામણીએ એની ઊંચાઈ ઘણી ઓછી છે. એનું ક્ષેત્ર ૩૬૦×૩૬૦ ફૂટ જેટલું વિસ્તૃત છે, જ્યારે એની એકંદર ઊંચાઈ ૧૧૬ ફૂટ જેટલી જ છે, આથી એ દૂરથી કાચબા જેવું મોટા બેઠા ઘાટનું દેખાય છે

એમાં હાલ જે બે નીચલા થર દેખાય છે તેની જગ્યાએ મૂળ યોજનામાં પીઠિકાનો એક જ ઊંચો થર હતો. એના નીચલા ભાગમાં સુંદર શિલ્પપંક્તિ કોતરેલી હતી, પરંતુ બાંધકામ શરૂ કર્યા પછી ઉપલા ગંજાવર દેવાલયની સરખામણીએ આ પીઠિકા પૂરતી મજબૂત ન જણાતાં એના નીચલા ભાગની આસપાસ ૧૨ ફૂટ ઊંચો ને ૨૧ ફૂટ પહોળો ટેકાબંધ ચણી લેવામાં આવ્યો. આને લીધે મૂળ પીઠિકાની પેલી શિલ્પ-પંક્તિ એની અંદર ઢંકાઈ ગઈ ને દેવાલયની મૂળ યોજનામાં મેખ વાગી. એ શિલ્પપંક્તિમાં 'કર્મવિભંગ'નાં સળંગ દૃષ્ટાંત આપવામાં આવ્યાં છે. પીઠિકાનો જે નીચલો ભાગ આવરણ ભેદીને દૃષ્ટિગોચર થયો છે તેમાં શિલ્પપંક્તિની ઉપર શિલ્પીની સમજ માટે કોતરેલા (ને પાછળથી કાઢી નાખવા ધારેલા) જે જૂજ શબ્દો નજરે પડે છે તેના અક્ષરોના મરોડ પરથી[2] એની રચના ઈ. સ. ૮૦૦ ના સુમારની જણાય છે.

૧. આ નામનાં ઘણાં રૂપાંતર છે, જેમકે બોરો-બુદુર, બુરુ-બુદુર, બોરો-બુડો, ઇ.

૨. આવરણને કારણે આ અક્ષરો અંદર એમ ને એમ રહેવા દીધા, તેથી આ એક આકસ્મિક લાભ થયો છે, નહિ તો આવડા મોટા દેવસ્થાનમાં ક્યાંય નાનો સરખોય લેખ નજરે પડતો નથી કે જેના પરથી એની રચનાનો કંઈ મિતિનિર્ણય થઈ શકે.

ને એમાંય વળી શિલ્પશાલામાં એક બાજુ દેવાલયની દીવાલ ને બીજી બાજુ વેદિકાની પછીત ને એ ઉપરાંત પાછી ઊંચે ઉપલી વેદિકાનો આગલો ભાગ, આ બધું જોતા જતાં એના કલાકો ને કલાકો ક્યાંય ચાલ્યા જશે. અરે, પરિક્રમા કરતાંય પ્રલંબને લીધે બીજા ત્રીજા ને ચોથા મજલામાં આમનેમ બધા મળી કુલ ૩૬–૩૬ ને પાંચમા ને છઠ્ઠા મજલામાં[1] કુલ ૨૦–૨૦ તો વળાંક લેવા પડશે. પાંચ વેદિકા ને ચાર શિલ્પશાલા વટાવીને એ જ્યારે સાતમે મજલે ચડશે, ત્યારે એને આખા દેવસ્થાનનો આકાર (ફલક ૩) એકદમ બદલાઈ ગયો જણાશે. ના મળે સીધી દીવાલો, ના મળે ખૂણાદાર પ્રલંબો કે ના મળે શિલ્પપંક્તિઓ. બસ, પૃથ્વીના ગોળ પરિધિના જેવો વર્તુલ માર્ગ ને એની આસપાસ એવા ગોળ ઘાટના અનેક હારબંધ સ્તૂપો! ઉપલા બીજા બે મજલા ય બરાબર એ ઘાટના, માત્ર વિસ્તારમાં ઉત્તરોત્તર નાના, એટલું જ. આથી સાતમા મજલામાં કુલ ૩૨ સ્તૂપ છે એને બદલે આઠમા મજલામાં એવા ૨૪ ને નવમા મજલામાં એવા ૧૬ સ્તૂપ સમાયા છે. આ સ્તૂપોમાં ગોળ બેસણી, એના પર ગોળ પટ્ટી, એના પર બબ્બે પાંખડીવાળા કમળના ઘાટનો પટ્ટો, એના પર સ્તૂપનું નાળાકાર અંડ, એના પર નાની મંજૂષા ઘાટની બેસણી ને એના પર લાંબો અણીદાર અગ્રભાગ હોય છે. દરેક સ્તૂપના અંડની અંદર ધ્યાની બુદ્ધની[2] મૂર્તિ મૂકેલી છે ને એ બધી બાજુથી દૃષ્ટિગોચર રહે એ માટે અંડની અંદર ચારે બાજુ માપસરનાં નાનાં બાકાં રાખેલાં છે.[3] નવમા મજલાની વચ્ચે ઉપર એક ઘણા મોટા કદનો સ્તૂપ આવે છે, જે સમગ્ર દેવાલયના અગ્રભાગ તરીકે દૂરથીયે નજરે પડતો હોય છે. પીઠિકાથી અણીદાર અગ્રભાગના નીચલા છેડા સુધીની એની ઊંચાઈ લગભગ ૨૩ ફૂટ છે. એના અંડ પર બાકાં

---

૧. અહીં બે પ્રલંબને બદલે એક પ્રલંબ હોવાથી ઓછા વળાંક આવે છે.

૨. આ છઠ્ઠા ધ્યાની બુદ્ધ વજ્રસત્ત્વ હોવા જોઈએ.

૩. આ બાકાં નીચલા બે મજલામાં ત્રાંસા ચોરસના ઘાટનાં છે ને ઉપલા મજલામાં સીધા ચોરસના ઘાટનાં છે.

પાડેલાં નથી ને એની અંદર કંઈ અમૂલ્ય વસ્તુ ગોઠવી હોય તો એ હજી ત્યાં જ સુરક્ષિત રહી છે. કદાચ આ સ્તૂપ બૌદ્ધ ધર્મના પરમપદરૂપ મહાશૂન્યનું પ્રતીક હોય. તો આ ધર્મસ્થાનમાં નીચે જીવનની વિટંબણાઓ અને એમાંથી મુક્ત કરનાર બોધિસત્ત્વો ને બુદ્ધો, એની ઉપર પરમ બુદ્ધ વજ્રસત્ત્વ, ને એનીય ઉપર છેક ઊંચે અંતિમ નિરાકાર મહાશૂન્યનું ઉત્તરોત્તર દર્શન થતું જાય છે એમ કહી શકાય. સમગ્ર ધર્મસ્થાનની આ વિલક્ષણ યોજના પાછળ શો સિદ્ધાંત રહ્યો હશે એ વિશે વિદ્વાનોમાં ઘણો મતભેદ છે. એનો ઉપલો ભાગ સ્તૂપ જેવો છે ને નીચલો ભાગ પ્રાસાદ જેવો છે, આથી આ બે અંગ વચ્ચે શો સંબંધ હશે એ સમજવું મુશ્કેલ છે. કેટલાક એના નીચલા ભાગને ગોળ સ્તૂપની ઊંચી ચોરસ પીઠિકા ધારે છે, કેટલાક એને માનવદેહના પ્રતીકરૂપ સ્તૂપ-પ્રાસાદના આકારનું વ્યષ્ટિપ્રતીક માને છે, તો કેટલાક એને દ્યુલોકના દિવ્ય પ્રાસાદોના મંડલની આકૃતિ લેખે છે. આમાં સાદા સ્તૂપની અન્તર્ગત રહેલાં ચોરસ પીઠિકા ને ગોળ અંડનાં બે ભિન્નાકાર અંગોને પિરામિડના ઘાટનાં અનેક અલગ અલગ આવર્તન આપીને ઊંચા ભવ્ય વિશાળ સ્તૂપનો જ એક અનુપમ ને સર્વોત્તમ નમૂનો ઘડવાનો ઉદ્દેશ રહેલો હોય એ સહુથી વધુ સંભવિત લાગે છે.

મધ્ય જાવામાં આ ઉપરાંત બીજા ચારેક સ્તૂપ મળી આવ્યા છે. પણ એનો ઘણો ભાગ હાલ ખંડિત હાલતમાં છે.

આમ મધ્ય જાવાનાં લારા-જોંગરંગ જેવાં શિવાલયોની ને બરબુદુર જેવાં સ્તૂપધામોની ભવ્ય શિલ્પશૈલીમાં ભારતની સંસ્કૃતિની ઘણી અસર રહેલી જણાય છે.

# ૧૮. પૂર્વ જાવાનાં દેવાલય

રાજકીય સત્તાનું કેન્દ્ર મધ્ય જાવામાંથી પૂર્વ જાવામાં ગયું ત્યારે જાવાની શિલ્પકળાનો સુવર્ણયુગ અસ્ત પામ્યો હતો. ઈ. સ. ૯૫૦ના અરસામાં શરૂ થતો રજતયુગ પૂર્વ જાવાના પ્રભાવ નીચે લગભગ પાંચ સદી સુધી ચાલુ રહ્યો. આ સમય દરમિયાન પૂર્વ જાવામાં અનેક દેવાલય બંધાયાં, પરંતુ હાલ એના મૂળ નમૂના ભાગ્યેજ જોવા મળે છે. મધ્ય જાવામાં જૂનાં દેવાલયોની જગ્યા વખત જતાં વેરાન થતાં એનાં ખંડેર ઘણે અંશે મોજૂદ રહેવા પામ્યાં છે. જ્યારે પૂર્વ જાવામાં જૂનાં દેવાલયોની જગ્યાએ વસવાટ ચાલુ રહેતાં એની જગ્યાએ નવી નવી ઢબનાં સ્થાનક બંધાતાં જતાં હોવાથી એમાં જૂનાં દેવાલયોના મૂળ નમૂના ભાગ્યેજ જોવા મળે છે. આ રૂપાંતરની ક્રિયા માત્ર દસમી સદી પહેલાંનાં જૂનાં દેવાલયોમાં જ દેખા દેતી નથી, પરંતુ એટલાં જૂનાં દેવાલયોના જૂજ નમૂના ઉપલબ્ધ છે. ખંડેરોના ખોદકામમાં મળેલા જૂનામાં જૂના નમૂના ચંડી વદૂત ને ચંડી વાસુકિના છે. આ જૂનાં દેવાલય, મતરામ રાજ્યના સંજયવંશી રાજાઓ લગભગ ઈ. સ. ૭૫૦ થી સોએક વર્ષ સુધી પૂર્વ જાવામાં રહી રાજ્ય કરતા હતા તે સમય દરમિયાન બંધાયાં લાગે છે.

ચંડી વદૂતનાં ખંડેર ખૂબ અસ્તવ્યસ્ત હાલતમાં છે, છતાં એના પરથી મંદિરની રચનાનો ઠીક ખ્યાલ આવે એમ છે. પીઠિકા સમચોરસ ને સાદી છે ને એના પર મુખ્ય અંગની આસપાસ પાંચેક ફૂટ પહોળો પ્રદક્ષિણાપથ રાખવામાં આવ્યો છે. પશ્ચિમે એક પ્રવેશખંડ છે, જેના દ્વાર પર કાલ-મકરની ભાત કોતરેલી છે. ગર્ભગૃહ એકંદરે મોટું છે. ખંડેરમાં મળેલાં લિંગ-યોનિ મૂળ મંદિરનાં જ લાગે છે. શિખરનો કોઈ ભાગ ખાસ મોજૂદ રહ્યો નથી, પરંતુ એના પરની છૂટક શિલ્પકૃતિઓ મધ્ય જાવાની શૈલીની છે. મુખ્ય દેવાલયની પશ્ચિમે ત્રણ નાનાં દેવાલય આવેલાં છે. ચંડી વાસુકિની [illegible] મધ્ય જાવાના

મંદિરની શૈલીની છે. એની પીઠિકા સમચોરસ છે ને મુખ્ય અંગમાં પશ્ચિમે પ્રવેશખંડ છે. મંદિરના ખંડેરમાં દુર્ગા, ગણેશ, ભટારગુરુ ને લિંગની પ્રતિમા મળી છે.

ગુનુંગ ગંગશિરનું ઈંટેરી મંદિર આ બે મંદિરો કરતાં કંઈક અનુકાલીન છે. એની પીઠિકા ઘણી ઊંચી છે. મુખ્ય અંગની બેસણી લાગ–જોંગરંગની જેમ આમાં પણ બીજી પીઠિકા જેવી લાગે છે. એની આસપાસ ખાસ પ્રદક્ષિણાપથ રાખવામાં આવ્યો નથી. ત્રણ બાજુએ ત્રણ નાના પ્રલંબ છે ને એની અંદર નાનામોટા ગોખલા છે. દીવાલો પરનાં બધાં શિલ્પ મધ્ય જાવાની ઢબનાં છે શિખરનો પહેલો થર જ મોજૂદ રહ્યો છે. મંદિરના ખંડેરમાં મળેલી એક વિહંગારૂઢ દેવની મૂર્તિ વિષ્ણુની કે બ્રહ્માની લાગે છે આ મંદિર સ્થાપત્યની દૃષ્ટિએ લગભગ લારા–જોંગરંગનું સમકાલીન છે. સુત્રણ્ડનનું ઈંટેરી મંદિર પણ લગભગ એ જ સમયનું છે. એનાં સ્થાપત્ય ને શિલ્પની શૈલી પણ પશ્ચિમ જાવાની છે. એના ખંડેરમાં ભટારગુરુ, બ્રહ્મા ને નંદીની મૂર્તિ મળી છે

પૂર્વ જાવાની શિલ્પશૈલી આમ તો મધ્ય જાવાની શિલ્પશૈલી-માંથી જ ઘડાઈ હતી, પરંતુ અહીંનાં સ્મારકોમાં હવે ઇન્ડોનેશિયાની સ્થાનિક સંસ્કૃતિનાં તત્ત્વ ઉત્તરોત્તર ઉમેરાતાં ગયાં ને એથી પૂર્વ જાવાનાં સ્મારક જાણે જુદી તરેહનાં હોય એવો ભાસ થાય છે. આ સ્મારકોમાં રાજવીઓની દૈવી ઉત્પત્તિની ગણના મહત્ત્વનું સ્થાન જમાવે છે. દેવસ્થાનોની જગ્યાએ હવે રાજાનાં સમાધિસ્થાન ચણાય છે ને દેવની પ્રતિમામાં હવે સ્વર્ગસ્થ રાજાની મુખાકૃતિ ઘડાય છે. આ નવી તરેહના સ્મારકનો પહેલવહેલો નમૂનો કડિરી રાજ્યના પ્રખ્યાત રાજા ઐરલંગના સમયનો મળ્યો છે. એમાં એના પિતા ઉદયનનું નામ ને શક ૮૯૯ (ઈ. સ. ૯૭૭) ની મિતિ કોતરેલ છે. આ સમાધિસ્થાન એક ગિરિશૃંગની તળેટીએ આવેલું છે. શૃંગ તરફની પછીતમાં પાણીના ઝરણાની ત્રણ નીક રાખેલી છે, જેના મુખ પર નાગમુખ ને ગરુડમુખ

જેવા આકાર ઘડવામાં આવ્યા છે. આ ત્રણ નીકોનું પાણી ત્રણ કુંડમાં આવીને જમા થતું. કુંડનો વધારાના પાણીના નિકાલ માટે એની દીવાલો પર પરનાળાં રાખેલાં છે. વચલા મોટા કુંડની દીવાલો પર અનેક શિલ્પથર જોવામાં આવે છે. એ કુંડની પશ્ચિમે રાજાની સમાધિ મળી હતી, તે હાલ જાકાર્તાના સંગ્રહસ્થાનમાં છે. એક શિલામાંથી ઘડેલી એ ચોરસ સમાધિમાં નવ ખાનાં પાડેલાં છે ને તે દરેકમાં રાજાના અસ્થિભસ્મના અવશેષ રહેલા છે. આ ઉપરાંત એમાં સોનાના ને ચાંદીના સિક્કા તેમજ સોનાનાં ને ચાંદીનાં પતરાં પણ છે. સોનાનાં પતરાં પર નાગ ને કૂર્મની આકૃતિઓ તથા ભૂતપતિ શિવ ને દ્વિજપતિ અગ્નિની સ્તુતિના લેખ કોતરેલા છે. આ ગિરિની સામી બાજુએ આવું એક બીજું સમાધિસ્થાન આવેલું છે; એમાંય આવા કુંડ ને આવી સમાધિ દેખા દે છે. આ ઉપરાંત એમાં અનેક સુંદર મૂર્તિઓ મળી આવે છે, જેમાંની ગરુડારૂઢ ચતુર્ભુજ વિષ્ણુ ભગવાનની મૂર્તિ(ફલક ૯)માં ભવ્ય શિલ્પકલા નજરે પડે છે. આ મૂર્તિની મુખાકૃતિ એરલંગ જેવા રાજાની મુખાકૃતિ જેવી જણાય છે.

તેરમી સદીમાં સિંઘસારી રાજ્યની સત્તા સ્થપાઈ ત્યારે પાર્ઠા દેવસ્થાન બંધાવા લાગ્યાં. અલબત્ત, આ દેવસ્થાનો પણ સમાધિસ્થાન સાથે જ સંકળાયેલાં છે. સિંઘસારી યુગના ત્રણ નમૂના નોંધપાત્ર છે. ચંડી કિડાલ એ રાજા અનૂષપતિનું સમાધિસ્થાન છે, એથી એ ઈ. સ. ૧૨૪૮ ના અરસામાં બંધાયું હોવું જોઈએ. એની પીઠિકાના વચલા ભાગમાં શિલ્પપટ્ટિકા ને સ્તંભાકૃતિનો સુશોભિત થર છે ને એમાં સિંહ ને ગરુડનાંય કેટલાંક શિલ્પ કોતરેલાં છે. મુખ્ય અંગની દીવાલોમાં આગલી બાજુઓ પર એકેક મોટો ગોખલો છે. ગોખલાની બંને બાજુએ એકેક શિલ્પપટ્ટિકા છે, જયારે પ્રવેશદ્વારની બે બાજુએ એકેક ગોખલો છે, જેમાં શિવના દ્વારપાળની આકૃતિ કોતરેલી છે. ગર્ભગૃહમાં રહેલી શિવપ્રતિમા ત્યાં જળવાઈ રહી નથી. શિખરના ૭ થર મોજૂદ રહ્યા છે, તે પરથી જણાય છે કે સમગ્ર શિખર ઘણું ઊંચું હોવું જોઈએ.

મુખ્ય પગથિયાંની સામેના ભાગમાં એક નીચો ચોતરો છે, જેના પર કેટલીક મૂર્તિઓ સ્થાપવામાં આવેલી. આ બે મકાનોની આસપાસ બીજાં ત્રણ મકાનો ને એક કુંડના અવશેષ રહેલા છે.

ચંડી જગો એ રાજા વિષ્ણુવર્ધનનું બૌદ્ધ[1] સમાધિસ્થાન છે. આ રાજાના મૃત્યુની મિતિ ઈ. સ. ૧૨૬૮ છે, એથી આ સ્થાનક એની પહેલાં કે પછીનાં થોડાં વર્ષ દરમિયાન બંધાયું હોવું જોઈએ[2]. એની પીઠિકા ત્રણ મજલાની છે ને એમનો દરેક ઉપલો મજલો એની નીચેના મજલા કરતાં ઘણો જ નાનો હોવાથી દેવાલયનો દેખાવ ટાવર જેવો લાગે છે. પહેલા મજલાની આગલી બાજુએ અગાઉ ત્રણ પ્રલંબ છે. એમાં 'ટ' ઘાટના થરની ને કારનીસની વચ્ચેના ઊભા પ્રલંબિત ભાગમાં હારબંધ શિલ્પ કોતરેલાં છે. બીજા મજલામાં આ ભાગ પ્રલંબિત નહિ, પણ પરાલંબિત છે, ને એમાં પણ હારબંધ શિલ્પ કોતરેલાં છે. એવી રીતે એની બેસણી પાસે સાદીનો પટ્ટો છે તેમાં પણ શિલ્પની સળંગ હાર કોતરેલી છે. ત્રીજા મજલાનો વચલો ભાગ પણ પરાલંબિત છે ને એમાંય આવાં શિલ્પ કોતરેલાં છે. આ ત્રણ મજલાની ઉપર મંદિરનું મુખ્ય અંગ આવેલું છે એમાં બધી બાજુએ નાના નાના પ્રલંબ છે. આગલી બાજુના પ્રલંબમાં દેવાલયનું પ્રવેશદ્વાર આવેલું છે. એની બારસાખ પર ફૂલવેલની સુંદર ભાત પાડેલી છે ને એને નીચલે છેડે એકેક સિંહની આકૃતિ કોતરેલી છે. બાકીના પ્રલંબોમાં આવા સુશોભિત ગોખલા છે. આ ચારેય જગ્યાનાં ચાર કાલ-મુખ દેવાલયનાં ખંડેરોમાં મળી આવ્યાં છે. દેવાલયની દીવાલો પર વચ્ચે એક સુશોભિત પટ્ટો પાડેલો છે ને એની નીચેના ભાગમાં હારબંધ શિલ્પોની નિશાનીઓ રહેલી છે. પહેલા મજલાની શિલ્પહારમાં તંત્રકથા ને જાતકકથાના પ્રસંગ જોવામાં આવે છે, પહેલા મજલામાં

૧. આ રાજાનું એક શૈવ સમાધિસ્થાન પણ હતું.

૨. કેમકે સમાધિસ્થાન કેટલીક વાર મરનાર રાજા પોતાની હયાતીમાં બંધાવી જતા તો કેટલીક વાર એમના મૃત્યુ પછી એમના અનુગામી બંધાવતા.

કુંજરકર્ણના, બીજામાં પાર્થયજ્ઞના ને ત્રીજામાં અર્જુનવિવાદના પ્રસંગ નિરૂપવામાં આવ્યા છે. મુખ્ય અંગની દીવાલો પર કૃષ્ણ ને કાલયવનને લગતા પ્રસંગ પિછાની શકાય એ. ખંડેરોમાં અમોઘપાશની મુખ્ય મૂર્તિ મળી આવી છે, જેની મુખાકૃતિ મહારાજા વિષ્ણુવર્ધનની મુખાકૃતિ જેવી જ જણાય છે. એની સાથે એમના પરમોપાસક સુધનકુમાર, શ્યામતારા, ભૃકુટી, ને હયગ્રીવનીય મૂર્તિઓ મળી છે. દરેક મૂર્તિની ભૂમિકા પર તે તે દેવનું નામ કોતરેલું છે. આ ઉપરાંત લગભગ બીજા બધા ધ્યાની બુદ્ધો ને એમની શક્તિઓનીય મૂર્તિઓ મળી છે. આ મૂર્તિઓ ઘડનાર શિલ્પીઓ ફૂલવેલની ભાત ને દેવની વેશભૂષા આલેખવામાં ઘણા નિપુણ હતા, પરંતુ એમની મૂર્તિના મુખ પર ચેતનભાવની છાપ ઊઠતી નથી. કૃતનગરે આ તમામ મૂર્તિઓનાં નામરૂપ તામ્રપત્ર પર કોતરાવ્યાં હતાં.

ચંડી સિંઘસારી એ ચંડી જગોની સાથે ઘણું સામ્ય ધરાવે છે ને એ મહારાજા કૃતનગરનું સમાધિસ્થાન હોય એવો સંભવ છે. એની પીઠિકા સમચોરસ છે ને એની દરેક બાજુએ મોટા પ્રલંબ કાઢેલો છે. મુખ્ય અંગની દીવાલમાં દરેક બાજુએ ગોખલો છે ને એની ટોચ પર કાલમુખનું શિલ્પ કોતરેલું છે. એના શિખરના માત્ર બે મજલા મોજૂદ છે ને એમાં સિંહના હારબંધ શિલ્પનો એકેક પટો કાઢેલો છે. પીઠિકાના પ્રલંબોને ઉપર જતાં દેવકુલિકાનો આકાર આપવામાં આવ્યો છે. આ દેવાલયનું બીજું વિશિષ્ટ લક્ષણ એ છે કે એમાં ગર્ભગૃહ તો નીચે પીઠિકાની અંદર આવેલું છે ને એના મુખ્ય અંગ જેવો લાગતો ભાગ તો ખરી રીતે એના શિખર જેવો છે. આ દેવકુલ ને દેવકુલિકાઓમાં ભટારગુરુ, ગણેશ, દુર્ગા, નંદીશ્વર ને મહાકાલની મૂર્તિઓ હતી. આ ઉપરાંત બ્રહ્માની ને ભૈરવની મૂર્તિ પણ જોવા જેવી છે. શિખરની અંદરના એક પટામાં સિંહમુખ ને મકરની આકૃતિઓ જોવા મળે છે. સિંઘસારીના પાટનગરમાં આવેલું આ શિવાલય એ આ રાજ્યની સર્વોત્તમ શિલ્પકૃતિ જણાય છે.

મજાપહિત રાજ્યના અમલ દરમિયાન પણ પૂર્વ જાવાની શિલ્પ-શૈલી ચાલુ રહી, પરંતુ એમાં જાવાનીઝ વિલક્ષણતાનું તત્ત્વ વધુ ને વધુ ઉમેરાતું ગયું. ચંડી જાવી એ નાગરકૃતાગમમાં વર્ણવેલ ચંડી જજવનો અવશેષ છે, જ્યાં મહારાજા કૃતરાજસે કૃતનગરના દેહાવશેષ પધરાવીને એ મંદિરનું બાંધકામ પૂરું કરાવ્યું હતું. એમાં કૃતનગરની મુખાકૃતિવાળી શિવની મૂર્તિ મુખ્ય ગર્ભાગારમાં હતી ને અક્ષોભ્ય બુદ્ધની મૂર્તિ ઉપલા મજલાના મુખ્ય ખંડમાં હતી. અગાઉ આ મંદિર ટાવર જેવું ઊંચું હતું, પણ હાલ એની પીઠિકા જ મોજૂદ રહી છે. એના વચલા ભાગમાં શિલ્પપટ્ટિકાનો લાંબો પટો કોતરેલો છે. ચંડી પાપોહમાં પૂર્વ જાવાનીઝ મંદિરનો આખો શિખરબંધી નમૂનો જોવા મળે છે. એની અંદર શિવાદિ દેવોની મૂર્તિઓ હતી ને એક સ્થળે શક ૧૨૨૩(ઈ. સ. ૧૩૦૧)ની મિતિ કોતરેલી છે. આ દેવકુલિકાનું તલમાન સમચોરસ છે, એની ચારે બાજુએ પ્રલંબ છે ને એના શિખરને ઉત્તરોત્તર નાના નાના એવા ચાર ચોરસ મજલા છે. શિખરની ટૂક પરનો અંતિમ ભાગ મોજૂદ રહ્યો નથી

મજાપહિત નગરમાં તો અનેક ભવ્ય મહાલય ને દેવાલય બંધાયાં હતાં, પરંતુ એમાંનું ઘણુંખરું જ્વાળામુખીના ખપ્પરમાં નષ્ટ થઈ ગયું છે. એનાં ખંડેરોમાં હાલ તો એક ગોપુરનો અવશેષ જોવાલાયક રહ્યો છે, જે દક્ષિણ ભારતના ગોપુરની શૈલીનો છે. એનું મુખ્ય અંગ દેવાલયની ઢબનું છે. માત્ર એક પ્રલંબને બદલે બે સામસામા પ્રલંબોમાં પ્રવેશદ્વાર રાખીને બાકીની બે બાજુએ એક જ ગોખલો મૂકવામાં આવ્યો છે. શિખર ખાસ્સું ચૌદ મજલાનું છે. એમાં એકાંતરે ચપટા ચિત્રિત પટા ને પાંચ પાંચ વેદિકાઓનું શિલ્પ કોતરેલું છે. આ શિખરનીય ટૂક પરનો છેવટનો ભાગ હાલ મોજૂદ રહ્યો નથી. ગોપુર એકંદરે ૫૪ ફૂટ ઊંચું છે. ગોપુરનો આવો એક બીજો નમૂનો જેદોંગમાં આવેલો છે. એ ગોપુર શક ૧૩૦૭ (ઈ. સ. ૧૩૮૫) માં બંધાયું હતું.

અન્ય સ્થળોએ આવેલાં આ સમયનાં દેવાલયોમાં ચંડી જવુંગ

નોખું તરી આવે છે. એમાં દેવાલયની પીઠિકા તેમજ મુખ્ય અંગની બેસણી ચોરસ છે, જ્યારે મુખ્ય અંગ પોતે વૃત્તાકાર છે ને એની ચારે બાજુના પ્રલંબો પાછા લંબચોરસ છે! પ્રલંબોના ગોખલાઓને પ્રલંબિત સુશોભિત પ્રવેશદ્વારો છે. શિખરનો ઘણોખરો ભાગ નાબૂદ થઈ ગયો છે. આ દેવાલય બૌદ્ધ ધર્મનું હતું ને એનું નામ વજ્રજિનાપરમિતાપુર હતું.

આ સમયનાં બીજાં શૈવ દેવાલયોમાં ચંડી શરબાબુની પીઠિકા પરની ઉપલી શિલ્પપંક્તિમાં અર્જુનવિવાહના પ્રસંગ કોતરેલા છે, ચંડી તિગવંગીની પીઠિકા પર સુંદમાલાના પ્રસંગ કોતરવામાં આવ્યા છે ને ચંડી કેડતોનની પીઠિકા પર અર્જુનવિવાહના પ્રસંગ નિરૂપવામાં આવ્યા છે. પરંતુ આ દેવાલયોનો મુખ્ય ભાગ કાળબળે નષ્ટ થઈ ગયો છે ને હાલ માત્ર એની પીઠિકા જ મોજૂદ રહી છે.

પૂર્વ જાવાનાં દેવાલયોનો સર્વોત્તમ નમૂનો ચંડી પનતરન નામે દેવસ્થાનમાં આવેલો છે. ચંડી સેવુની જેમ ચંડી પનતરનમાં અનેક દેવાલય રહેલાં છે, પરંતુ પેલાની જેમ આમાં કોઈ પૂર્વવિહિત યોજના જણાતી નથી. લગભગ દરેક દેવાલય વહેલુમોડું છૂટીછવાઈ રીતે બંધાયું છે. હાલ એમાં ત્રણ વિભાગ છે ને એ આખા સ્થાનનું પ્રવેશદ્વાર પશ્ચિમ બાજુએ આવેલું છે. એની પીઠિકા ત્રણ મજલાની છે. પહેલા મજલામાં જે ભાગ પ્રલંબિત છે, તે ભાગ બીજા મજલામાં પરાલંબિત છે, આથી બીજા મજલાને ફરતી જગ્યામાં ત્યાં આગળ ખૂબ જગ્યા રહે છે ને તેથી ત્યાં ચાર દેવકુલિકા બાંધવામાં આવી છે. પહેલા મજલાની દીવાલ પર જાતજાતનાં પ્રાણીઓનાં શિલ્પ કોતરેલાં છે ને વચ્ચે વચ્ચે રામાયણના પ્રસંગ નિરૂપવામાં આવ્યા છે. એવી રીતે બીજા મજલાની દીવાલ પર કૃષ્ણાયનના પ્રસંગ કોતરેલા છે. ત્રીજા મજલાની દીવાલ પર પાંખવાળા નાગ ને પાંખવાળા સિંહોનાં શિલ્પ જોવામાં આવે છે. એની પર મુખ્ય અંગની ઇમારત મોજૂદ રહી નથી, પરંતુ એના ખંડિત અવશેષો પરથી જણાય છે તેમ એના દરેક ગોખલામાં બ્રહ્મા, વિષ્ણુ ને શિવની મૂર્તિ હતી. પહેલા મજલાની બે સીડીની બે બાજુએ એકેક દ્વારપાળની મોટી

મૂર્તિ મૂકેલી હતી. એની પીઠિકા પર શક ૧૨૬૯ (ઈ.સ. ૧૩૪૭) ની મિતિ છે. એવી રીતે વચલી ઇમારતનાં શિલ્પ પર શક ૧૨૪૦ ને ૧૨૪૧ની મિતિ છે. આગલા ભાગમાં ત્રણ ઇમારતો છે; એમાં એકની મિતિ શક ૧૨૯૧, એકની મિતિ શક ૧૨૯૭ ને એકની મિતિ શક ૧૨૪૨ છે. શક ૧૨૯૧નું નાનું દેવાલય સર્વથા પૂર્વજાવાની પ્રચલિત શૈલીનું છે. આ સ્થાનકની નજીકમાં એક કુંડના અવશેષ રહેલા છે, જેની મિતિ શક ૧૩૩૭ (ઈ. સ. ૧૪૧૫) છે.

ચંડી સેલકેલીર એ મજાપહિત યુગનું એક છેલ્લું ઉત્તમ સ્થાનક છે. આમાં શિલ્પની વિગતોમાં એવા સુધારાવધારા દાખલ થયેલા છે, જે ધીમે ધીમે આગળ ઉપર નવી શૈલી ઘડવામાં મહત્ત્વનો ભાગ ભજવે છે. આ દેવાલયની શિલા પર શક ૧૩૫૬ (ઈ. સ. ૧૪૩૪) ને શક ૧૩૬૪ (ઈ. સ. ૧૪૪૨) ની મિતિ છે. આ ઉપરાંત બીજાં અનેક દેવાલય હતાં, જેમાંનાં થોડાં દેવાલયોના અવશેષ હજી મોજૂદ રહ્યા છે.

આ સમયનાં ગુહા–ગૃહોમાં એક ગૃહની દીવાલો પર અર્જુન-વિવાહના પ્રસંગ આપવામાં આવ્યા છે ને એક ગૃહની દીવાલો પર માણસ, પશુ, પંખી, વૃક્ષ, પર્વત ઇત્યાદિ અનેકવિધ આકૃતિઓ કોતર-વામાં આવી છે. આ બીજી ગુફામાં ચૈત્યગૃહ અને વિહારની સંયુક્ત રચના કરવામાં આવી છે, જેના નમૂના ભારતમાં ખૂબ મળી આવે છે.

મજાપહિત રાજ્યની સત્તા અસ્ત પામી ત્યારથી જાવામાં ભારતીય શિલ્પકલા પણ અસ્ત પામવા લાગી. ઇસ્લામ સત્તાની સામે ટકી રહેવા આ શિલ્પકલાએ બે સ્થળે શરણ શોધ્યું—પર્વતોનાં શિખરો પર અને પૂર્વ છેડામાં કંઈ રાજસત્તા ટકાવી રાખતા હિંદુ રાજ્યમાં. આમાં ગિરિશિખરો પર જે ઉપરાઉપરી મજલા બાંધવામાં આવતા તેમાં તો ભારતની નહિ પણ ઇન્ડોનેશિયાની અસલ શૈલીની અસર રહેલી જણાય છે, પરંતુ પૂર્વ છેડાના પ્રદેશમાં જે દેવાલય બંધાતાં રહ્યાં તેમાં ભારતની અસરવાળી શૈલી ઓછીવત્તી ચાલુ રહી લાગે છે. દુર્ભાગ્યે આમાંની

ઘણીખરી ઇમારતો ઈંટોની હોવાથી કાળબળે નષ્ટ થઈ ગઈ છે, ને હાલ તો એનાં ખંડેરોમાંથી ખંડિત શિલ્પ શોધવાનાં રહે છે, જેમાં અનેક શૈવ ને બૌદ્ધ મૂર્તિઓનો સમાવેશ થાય છે. આ ખંડિત શિલ્પકૃતિઓના નમૂનાઓ પરથી તેમજ જૂના પ્રવાસીઓએ કરેલા આ મંદિરોના વર્ણનની વિગતો પરથી, પંદરમી સદી પછીનાં આ દેવાલયોમાં પણ પૂર્વ જાવાની ભારત-જાવાનીઝ શૈલી જ દેખા દે છે.

પૂર્વ જાવાની શિલ્પકળા મધ્ય જાવાની શિલ્પકળા કરતાં ઊતરતી કોટિની છે. ચંડી પ્રબંબનની અંદર કોતરેલા રામાયણના પ્રસંગો સરખાવી જોતાં આ તફાવત તરત જ નજરે તરી આવે છે. મનુષ્યની આકૃતિઓમાં અંગપ્રમાણનો, ચૈતન્યનો તેમજ ભાવનિરૂપણનો ઉઠાવ હોતો નથી ને ફૂલવેલની શોભા અઢળક પ્રમાણમાં દેખા દે છે, પરંતુ દેવોની પૂર્ણ પ્રતિમાઓમાં શિલ્પકળાની ભવ્યતા જળવાઈ રહી છે ચંડી જગોમાં અમોઘપાશ ને સુધનકુમારની તેમજ લોચના ને મામકીની, ચંડી સિંઘસારીમાં ગણેશ, ભૈરવ ને પ્રજ્ઞાપારમિતાની (ફલક ૬), બેલ્હનમાં મળેલી ગરુડારૂઢ વિષ્ણુની (ફલક ૭) અને સિપિંગમાં મળેલી હરિહર સ્વરૂપની પ્રતિમા દર્શનીય છે. આ શિલ્પકૃતિઓમાં દેખા દેતી પ્રભાચક્રની અંદરની કિરણમાલા, કાન પાસે લટકતાં ગૂંચળાંવાળી કેશપટ્ટી, વિશિષ્ટ પ્રકારની કેશભૂષા ઇત્યાદિમાં પૂર્વ હિંદની પાલશૈલીની અસર રહેલી લાગે છે. ઇતર શિલ્પોમાં સિંઘસારીના મહર્ષિ તૃણબિંદુ, મજાપહિતમાં મળેલું સુંદર સ્ત્રીમુખ, સ્નાનાગારના જલયંત્ર તરીકે ઘડેલો કુંભધારી મનુષ્ય, અને કાલમુખ ને દ્વારપાલનાં શિલ્પ જેવા થોડા નમૂના સુંદર છે; બાકી આ શિલ્પોમાં પશુપંખીવાળા ફૂલવેલની ભાત પુષ્કળ જોવામાં આવે છે, જેમાં કોઈ વાર શિલ્પીની હથોટી નજરે પડે છે. આમ એકંદરે પૂર્વ જાવાનાં શિલ્પોમાં શિલ્પકળાની અસ્તદશા જેવું દેખાય છે, પરંતુ એમાં ઉદય-ઉત્કર્ષ-અસ્તના કુદરતી ક્રમ કરતાં ઇન્ડોનેશિયાની રહેણીકરણીનો વધતો જતો પ્રભાવ વધારે કારણભૂત હોય એમ મનાય છે.

આ ઉપરાંત જાવામાં શૈવ, બૌદ્ધ અને ઇતર ધર્મોની અનેક પ્રાચીન ધાતુપ્રતિમા મળે છે. એમાં સદાશિવ, ઉમામહેશ, શ્રીદેવી, બુદ્ધ, મંજુશ્રી (ફલક ૮), વૈરોચન ને ત્રૈલોક્યવિજયની કાંસાની મૂર્તિઓ ઘણી દર્શનીય છે. સોનાની ને ચાંદીનીય કેટલીક સુંદર પ્રતિમાઓ મળી છે. પૂર્વ જાવાની ધાતુપ્રતિમાઓ આમ તો મધ્યજાવાની ધાતુપ્રતિમાઓ સાથે અનુસંકલિત છે, પરંતુ એના બહિરંગમાં પૂર્વ ભારતની પાલશૈલીની સ્પષ્ટ અસર નજરે પડે છે.

જાવાનાં આ પ્રાચીન દેવસ્થાનોમાં શિલ્પકલાના કેટલાક દર્શનીય નમૂના નજરે પડે છે; જેમકે લોરા-જોંગરંગની વેદિકા પરની શિલ્પ-પંક્તિઓ (ફલક ૪), ચંડી બનોનમાંની અગસ્ત્યની પ્રતિમા (ફલક ૫), ચંડી જગોમાંની સુધનકુમારની પ્રતિમા, સિંઘસારીમાં મળેલી પ્રજ્ઞાપાર-મિતાની પ્રતિમા (ફલક ૬), બેલહનની ગરુડારૂઢ વિષ્ણુની મૂર્તિ (ફલક ૭), સિંપિંગની હરિહર-મૂર્તિ, જાવામાં મળેલી મંજુશ્રીની રૂપાની પ્રતિમા (ફલક ૮).

# ૧૯. સુમાત્રા ને બોર્નિયોનાં દેવાલય

જાવાની સરખામણીએ સુમાત્રા ને બોર્નિયો જેવા મોટા ટાપુઓમાં પ્રાચીન શિલ્પકળાના ઘણા ઓછા અવશેષ મળ્યા છે. જ્યાં મલયુ ને શ્રીવિજય જેવાં જ્વલંત રાજ્ય થઈ ગયાં તેવા સુમાત્રામાં પણ પ્રાચીન શિલ્પકળાની સળંગ રૂપરેખા આંકી શકાતી નથી એ નવાઈની વાત છે. મલયુ રાજ્યના પાટનગરના ખંડેરોમાં હાલ ઊભા બુદ્ધની એક સુંદર પ્રતિમા ને ચાર મકરનાં સુશોભિત શિલ્પ મળ્યાં છે, જે ત્યાંના કોઈ મોટા દેવાલયના અવશેષ હોવા જોઈએ. એમાંના એક મકર–શિલ્પ પર શક ૯૮૬ (ઈ.સ. ૧૦૬૪)ની મિતિ છે. આ સમયે મલયુ પર જાવાનું આધિપત્ય જામ્યું નહોતું, છતાં આ શિલ્પકૃતિઓમાં જાવાની શિલ્પશૈલી જેવી શૈલી જોવામાં આવે છે, પરંતુ એમાં સુમાત્રાની શિલ્પશૈલીનાં કેટલાંય વિશિષ્ટ લક્ષણ દેખા દે છે; આથી એને હિંદ–જાવાનીઝના જેવી હિંદ–સુમાત્રન શૈલી ગણવી જોઈએ.

શ્રીવિજય રાજ્યના પાટનગરની જગ્યાએ વસેલા મનાતા પેલંબંગમાં પ્રાચીન સ્થાપત્યના થોડા ગણ્યાગાંઠયા જ અવશેષ મળી આવ્યા છે, પરંતુ એની આસપાસના પ્રદેશમાં કેટલાંક વિશિષ્ટ પ્રકારનાં શિલ્પ મળ્યાં છે. એમાં નગરની બાજુએ આવેલા સેગુંતંગ પર્વત પર મળેલી ઊભા બુદ્ધની પ્રતિમા ઘણી પ્રાચીન જણાય છે, એની વેશભૂષામાં આંકેલી નિયમિત ગડીની રેખાઓ ઇન્ડોનેશિયાનાં પ્રાચીન શિલ્પોમાં માત્ર આ એક જ શિલ્પમાં જોવા મળે છે. આમાં ભારતની શિલ્પશૈલીની સીધી અસર આવી હોવી જોઈએ. આ શૈલી શુદ્ધ ગાંધારશૈલીને નહિ, પણ મથુરાશૈલી જેવી મિશ્રિત શૈલીને મળતી આવે છે. પેલંબંગ પાસેના એક ગામમાં મળેલી અવલોકિતેશ્વરની ઊભી મૂર્તિમાંય ઉચ્ચ કોટિની મૌલિક શૈલી દેખા દે છે.

પેલંબંગની દક્ષિણે આવેલા બે નદીના સંગમસ્થાન[1] પાસેથી

૧. કોઈ આને પ્રાચીન પાટનગરની જગ્યા ગણે છે.

અવલોકિતેશ્વર, બુદ્ધ ને મૈત્રેયની કાંસ્યપ્રતિમા મળી છે. આ શિલ્પોની શૈલી મધ્ય–જાવાનીઝ શૈલી કરતાં જુદી પડે છે. એ ભારતની શિલ્પશૈલીની સીધી અસરવાળી ભારત–સુમાત્રન શૈલી હોય એમ જણાય છે. બુદ્ધના મુખના બીજા કાંસ્યશિલ્પમાં જણાતા ગૂંચળાંગૂંચળાંવાળા કેશબંધની શૈલી પણ વિશિષ્ટ પ્રકારની છે. કાંસ્યશિલ્પોમાં બુદ્ધની એક બીજી પ્રતિમા, વૈરોચનની પ્રતિમા, શિવની પ્રતિમા અને હંસારૂઢ બ્રહ્મા, ગરુડારૂઢ વિષ્ણુ ને સિંહારૂઢ શિવની પ્રતિમા ઉચ્ચ શૈલીની છે. હાથીનું એક કાંસ્યશિલ્પ તો ઘણું કલાત્મક લાગે છે. એમાં હાથીને એક સ્ત્રી હાંકતી હોય છે ને એની પાછળ એક પરિચારક બેઠેલો છે.

સુમાત્રામાં પ્રાચીન દેવાલયોના જે ગણ્યાગાંઠ્યા અવશેષ મોજૂદ રહ્યા છે તેમાં બિહારો–મહાલનાં બે દેવાલય મહત્ત્વનું સ્થાન ધરાવે છે. પહેલા દેવાલયમાં બે ચોરસ પીઠિકા ને ઘુંમટના ઘાટનું ગોળ શિખર છે. એની અંદર બોધિસત્ત્વની એક મૂર્તિ છે ને એની આસપાસનાં ખંડેરોમાં સ્તૂપના અવશેષ મળ્યા છે. બીજા દેવાલયમાં પણ એવી જ રચના જણાય છે, પણ એના શિખરનો ઘણો ભાગ નાબૂદ થઈ ગયો છે. એમાં હેરુકની એક પ્રતિમા ને બુદ્ધનાં ત્રણ ઉત્તરાંગ હતાં. આ ખંડેરોની નજીકમાં કેટલાક બીજાં બૌદ્ધ ખંડેરોના રડ્યાખડ્યા અવશેષ મળ્યા છે. એમાંના એક ખંડેરમાં શક ૧૧૫૭(ઈ. સ. ૧૨૩૫)નો લેખ કોતરેલો છે આ પરથી આ સમયનો કંઈ ખ્યાલ આવે છે. બિહારો–મહાલ–૧ માંની વજ્રસત્ત્વની પાષાણપ્રતિમા પાલશૈલીની જણાય છે, જ્યારે ત્યાંનું સ્ત્રીનું કાંસ્યશિલ્પ લગભગ એ જ અરસાનું પણ દક્ષિણશૈલીનું લાગે છે. બિહારો–મહાલ–૨ માંની હેરુકની પ્રતિમા પણ બરાબર ભારતની શૈલીની છે.

સુમાત્રાનાં દેવાલયોમાં કેટલાંક લક્ષણ ભારત–જાવાનીઝ જેવાં જણાય છે, પરંતુ આ પરથી એની સમગ્ર શૈલીને ભારત–જાવાનીઝ ગણાય નહિ, કેમકે એમ તો એમાં કેટલાંક ભિન્ન લક્ષણ પણ છે. વસ્તુતઃ આ

દેવાલય તો ભારત-સુમાત્રન શૈલીનાં છે ને બને ટાપુની પ્રેરણાનું મૂળ એક જ હોવાથી એમાં એને લીધે કેટલાંક લક્ષણ એકસરખાં લાગે છે. સુમાત્રામાં મળેલા કેટલાક લેખો ભારતની લિપિમાં કોતરેલા છે ને એમાંના એક લેખમાં 'સુવર્ણભૂમિ' નામ આવે છે, જે ભારતના પ્રાચીન સાહિત્યમાં વારંવાર વપરાતું વળી ભટાર લોકનાથની કાંસ્ય પ્રતિમા પર શિલ્પી સૂર્યનું નામ ને શક ૯૪૬(ઈ. સ ૧૦૨૪)નું વર્ષ આપેલું છે. આ બધા ઉલ્લેખો પરથી ફલિત થાય છે તેમ ભારતના માણસો જાવાની જેમ સુમાત્રામાં પણ સીધા આવ્યા હોવા જોઈએ.

સુમાત્રાની જેમ બોર્નિયોમાં પણ પ્રાચીન સ્થાપત્યના ખાસ અવશેષ મળ્યા નથી, પરંતુ પ્રાચીન શિલ્પના ઘણા નમૂના મળ્યા છે. શૈવ પ્રતિમાઓમાં શિવની એક ઊભી પ્રતિમા ઉચ્ચ કોટિની કલા ધરાવે છે. એમાં એમના એકાગ્ર ધ્યાન ને અનુગ્રહના ભાવનું સંકલિત નિરૂપણ નમૂનેદાર છે. એમના ત્રણ હાથમાં માળા, ત્રિશૂળ ને ચામર છે અને એમનો ચોથો હાથ વરદમુદ્રામાં છે. આ પ્રતિમાની પાસે ગણેશ, કાર્તિકેય, બ્રહ્મા ઇત્યાદિ દેવોની પ્રતિમા મળી છે, પરંતુ એની શિલ્પશૈલી ઊતરતી કોટિની છે. વિષ્ણુની નાની ચતુર્ભુજ સુવર્ણમૂર્તિ પણ પ્રારંભિક ઢબની છે.

બૌદ્ધ પ્રતિમાઓમાં મંજુશ્રીની પાષાણપ્રતિમા શુદ્ધ ભારતીય શૈલીની છે. પછીની ઘણી બૌદ્ધ મૂર્તિઓમાં ઊંચા શંકુઘાટનો મુકુટ જોવામાં આવે છે. એમાંની એક વજ્રધારી મૂર્તિ વજ્રપાણિની છે. એક ચતુર્ભુજ મૂર્તિ ધ્યાની બુદ્ધ અમિતાભમાંથી પ્રગટ થયેલા કોઈ બોધિસત્ત્વની છે. એમના ઉપલા જમણા હાથમાં ચામર ને ડાબા હાથમાં ચક્ર છે, જ્યારે નીચેનો જમણો હાથ વરદમુદ્રામાં છે ને ડાબો હાથ કમળની દાંડી પકડવાને ઢીંચણ પર ટેકવેલો છે. બીજી કેટલીક બૌદ્ધ મૂર્તિઓ બરાબર ઓળખી શકાતી નથી. આ મૂર્તિઓમાં કોઈ અન્ય દેશના મૂર્તિવિધાનના નિયમ પૂરા બંધબેસતા નથી એ લક્ષમાં લેવા જેવું છે.

ધાતુ-પ્રતિમાઓમાં ઊભા બુદ્ધની એક કાંસ્યપ્રતિમા સહુથી વ
દર્શનીય છે. એમના શિર પર ઊર્ણાની જગ્યાએ ઊંચું ઉષ્ણીષ છે.
એમના દેહ પર ગડીવાળું ચીવર ઉપવીત ઢબે પહેરેલું છે. એમને
જમણો હાથ વિતર્ક મુદ્રામાં છે, જ્યારે ડાબા હાથમાં ભિક્ષાપાત્ર છે
હથેળીના પાછલા ભાગ પર ગંધાર દેશની પાષાણપ્રતિમાઓમાં હો
છે તેવું કંઈ આવરણ લગાવેલું હોય છે. આ મૂર્તિમાં દિવ્ય શમતા
અનુગ્રહની દૃષ્ટિનો તાદૃશ ભાવ વ્યક્ત થયો છે.

બોર્નિયોની આ શિલ્પશૈલી જાવાનીઝ શૈલી પરથી ઊતરી આવ
એવો એક મત છે, પરંતુ એનાં ઘણાં લક્ષણ ભિન્ન પ્રકારનાં છે; આથ
અહીંની શિલ્પશૈલી પણ આ વરુણદ્વીપમાં વસેલા હિંદીઓને હાથે જ
ઘડાઈ હશે એમ માનવું જોઈએ.

સેલેબસના ટાપુમાં બુદ્ધની એક ઊભી સુંદર કાંસ્ય પ્રતિમા મળ
છે. ઊર્ણા ને લંબગોળ મોં-કળામાં તેમજ એના જાડા ઓઠ ને ગડીબંધ
ચીવરમાં પ્રારંભિક ગુપ્તશૈલીની અસર રહેલી છે.

ફિલિપાઈન ટાપુઓમાં મળેલી શિવની નાનકડી તામ્રપ્રતિમામ
તેમજ પદ્માસનસ્થ દેવની સુશોભિત સુવર્ણપ્રતિમામાં ભારતની શિલ્પ
શૈલીનો થોડીઘણી અસર નજરે પડે છે.

# ૨૦. બાલીનાં દેવાલય

પ્રાચીન સ્થાપત્ય ને શિલ્પના ઘણા અવશેષ તો બાલીના નાનકડા ટાપુમાં મળી આવે છે. અહીં દસમી સદી પહેલાંનાં દેવાલયોના અવશેષ ખાસ મોજૂદ રહ્યા નથી, પરંતુ છૂટક શિલ્પોના નમૂના એક આઠમી સદીથી દેખા દે છે. માટીની ગોળ મુદ્રિકાઓ પર કોતરેલા બુદ્ધો ને બોધિસત્ત્વોનાં શિલ્પ શુદ્ધ ભારતીય શૈલીનાં છે, ખાસ કરીને ગુપ્ત-કાલીન શૈલીનાં. એની સાથે મળેલાં માટીનાં મુદ્રકોમાં યે ધર્મા હેતુપ્રભવા૦ નો જે શ્લોક મુદ્રિત કરેલો હોય છે તેના અક્ષર આઠમી સદીની ભારતીય લિપિના જણાય છે. આ શિલ્પોમાં હજી ઇન્ડોનેશિયાની તળપદી અસર ભળી જણાતી નથી. બહુ ઊંચા મુગટવાળા એક મુખના શિલ્પમાં પણ શુદ્ધ ભારતીય શૈલી દેખા દે છે.

પરંતુ લલિતાસનમાં બેઠેલા ચતુર્ભુજ મહાદેવની મૂર્તિમાં મધ્ય-જાવાનીઝ શૈલીની અસર જણાઈ આવે છે, જે બાલી પર જાવાના મતરામ રાજ્યે જમાવેલા રાજકીય પ્રભાવને કારણે સંભવિત છે.

દસમી સદીથી બાલીની શિલ્પશૈલીમાં તળપદી શૈલીનું તત્ત્વ ઉમેરાતું ગયું ને એમાં વળી જાવાની શૈલીનું તત્ત્વ પણ ભળતું ગયું. આ ભારત-બાલીનીઝના આદિમ કાળનાં સ્થાપત્યના બે અવશેષ ખાસ નોંધપાત્ર છે. ગોઆ ગજ અર્થાત્ ગજ-ગુહાનું નામ ઉદયગિરિની 'હાથી-ગુફા'ને મળતું આવે છે. એના પ્રવેશદ્વાર પર કાલમુખનું શિલ્પ છે. એની બે બાજુએ વેલની ભાત અને માણસો ને પ્રાણીઓનાં શિલ્પ કોતરેલાં છે. અંદરના પાછલા ભાગમાં આડો લંબચોરસ ખંડ છે, જેની અંદર બધા મળીને અગિયાર ગોખલા છે, એમાં ગણેશ, શિવલિંગ ઇત્યાદિ દેવોની પ્રતિમા મૂકેલી છે ને બીજાં કેટલાંક શિલ્પ મોખરાના ભાગમાં મૂકેલાં છે. એમાં કળશધારી સ્ત્રીનું શિલ્પ ઊંચી કોટિની શૈલીનું છે. ગુફા પર કોતરેલા એક ચન્દની લિપિના મરોડ પરથી એનો સમય અગિયારમી સદીનો લાગે છે.

ગુનુંગ–કાવીની ગુફાઓમાં રાજકુળના નવ માણસો ને એક મોટા અધિકારીના મળીને કુલ દસ સમાધિસ્થાન આવેલાં છે. એના પર એકેક દેવાલયની પ્રતિકૃતિ ઘડવામાં આવી છે, જેની અંદર પ્રવેશખંડનીય પ્રતિકૃતિ જોવામાં આવે છે. એનાં શિખરોમાં, મધ્ય જાવાનાં શિખરોમાં હોય છે તેવાં, નાનાં નાનાં શૃંગ રાખવામાં આવ્યાં છે, પરંતુ એને પૂર્વ જાવાનાં શિખરોની જેમ શિખરના ઉત્તરોત્તર થર તરીકે ઘટાવવામાં આવ્યાં છે. આ ગુફાઓ પરના એક લેખમાં શક ૯૯૯ (ઈ. સ. ૧૦૭૭)-ની મિતિ મળી છે, તે પરથી એ ઐરલંગના સમયમાં કોતરાઈ લાગે છે. આ ગુફાઓ પરના લેખો ભારતની કુટિલલિપિના જેવી ગોળમરોળ મરોડવાળી ‘ કદિરી લિપિ ’માં કોતરેલા છે. આ પ્રકારની ગુફાઓના થોડા બીજા નમૂના પણ મળ્યા છે. ત્યાં એને ગેલા–ગર્ભ અર્થાત્ ગર્ભ–ગુહા કહે છે.

પુર–સુકવનમાં મળેલાં બે શિલ્પ આ કાળના આદિમ નમૂના છે. એકમાં એક દંપતીની ઊભી પ્રતિમાઓ છે ને બીજામાં એ દંપતીની બેઠી પ્રતિમાઓ છે. એના પાછલા ભાગ પર કોતરેલી શક ૧૦૨૩ (ઈ સ. ૧૧૦૧)ની મિતિ પરથી આ શિલ્પ ઐરલંગના સમયનાં લાગે છે ને એના આલેખનની વિચિત્ર ઢબ પરથી એ શિલ્પ કોઈ સદ્દગત દંપતીનાં જણાય છે. આથી એ આકૃતિઓ ઐરલંગના માતા-પિતાની હોવાનો સંભવ લાગે છે. આ ઉપરાંત સાત બાળકો સાથેની હારીતિની પ્રતિમા પણ ઐરલંગના સમયની ગણાય છે.

મહિષાસુરમર્દિની દુર્ગાની અષ્ટભુજ મૂર્તિ ઉત્તમ કોટિની છે. બાલીના ઐરલંગને જાવાની રાજસત્તા પ્રાપ્ત થઈ ત્યારથી બાલી ને જાવાની શિલ્પકળામાં ઠીક ઠીક સામ્ય જોવામાં આવે છે. પરંતુ આમાં બાલીની શૈલી પર જાવાની શૈલીની અસર જામી હશે કે જાવાની શૈલી પર બાલીની શૈલીની અસર પ્રસરી હશે એ નક્કી કરવું મુશ્કેલ છે; છતાં મધ્ય જાવાની સરખામણીએ પૂર્વ જાવાની શૈલીમાં જે ઔચિત્યો પલટો

જણાય છે તે દૃષ્ટિએ જોતાં આમાંનું બીજું અનુમાન વધારે સંભવિત લાગે છે.

તેરમી ને ચૌદમી સદીનાં કોઈ મોટાં બાંધકામ મળી આવ્યાં નથી, પરંતુ આ સમયની દહેરીઓના ઘણા નમૂના મળે છે, એટલું જ નહિ, એમાં મોટાં દહેરાંનાય થોડા છૂટક અવશેષ નીકળે છે. આ પરથી એ સમયનાં દેવાલયોની શૈલીનાં કેટલાંક વિશિષ્ટ લક્ષણ જણાઈ આવે છે. પીઠિકામાં હવે જાવાનીઝ દેવાલયોની પીઠિકાના જેવા તમામ થર દેખા દે છે ને શિખરનાં ચોરસ શૃંગોની જગ્યાએ ગોળ કળશ જોવામાં આવે છે. કોઈ દેવાલયમાં બાજુની ત્રણ દેવકુલિકા પણ હોય છે.

આ સમયનાં શિલ્પોમાં ભારતની શૈલી કરતાં ઇન્ડોનેશિયાની શૈલીનું પ્રમાણ વિશેષ રહેલું છે, આથી એની શૈલી એકંદરે ઊતરતી કોટિની જણાય છે. કોઈ રાણી જેવી સ્ત્રીની એક પ્રતિમા મળી છે તે આ પ્રકારની છે. એના પરના લેખમાં શક ૧૨૬૪ (ઈ. સ. ૧૩૪૨)ની મિતિ મળે છે. કોઈ શિલ્પમાં ચાર બાજુએ ચાર પ્રતિમા કોતરેલી હોય છે. આવા એક ચોમુખ શિલ્પની દરેક બાજુએ સરખા ઘાટની ઊભી ચતુર્ભુજ મૂર્તિ કોતરેલી છે. એના નીચલા બે હાથ અંજલિ જોડેલા છે ને ઉપલા બે હાથમાં શંખ ને પુસ્તક ધારણ કરેલાં છે એના લલાટમાં ત્રીજું નેત્ર જોવામાં આવે છે. આ પરથી એમાં હરિ-હર-પિતામહની સયુક્ત ત્રિમૂર્તિનો ભાસ થાય છે; છતાં એમને અંજલિ જોડાવવામાં આવી છે, તો એ કદાચ કોઈ બૌદ્ધ દેવાલયમાં આ ત્રિમૂર્તિની ગૌણતા રજૂ કરવા માટે હોવી જોઈએ.

પૂર્વ જાવાનાં જેવાં કળશધારી સ્ત્રીપુરુષોનાં શિલ્પોના કેટલાક નમૂના ઉચ્ચ કોટિના છે.

એક શિવલિંગની આસપાસ ઉપલી હરોળમાં આઠ ઉતરાંગોનાં ને નીચલી હરોળમાં આઠ બેઠેલી મૂર્તિઓનાં શિલ્પ પડેલાં છે. નરસિંહાવતારની મૂર્તિમાં અંગપ્રમાણ ઘણું વિચિત્ર લાગે છે.

એક જલપાત્ર પર કોતરેલું અટપટું દશ્ય ઝીણી ઝીણી વિગતોથ ભરચક કરી દીધેલું છે. એમાં ચાર બાજુએ ચાર નાગયુગલ છે ને દરે યુગલના એક નાગની પૂંછડી બાજુના યુગલના નજીકના નાગની પૂંછડ સાથે વીંટળાયેલી છે. યુગલના શિર પર શિવલિંગ ધારણ કરેલું છે પૂંછડીના દરેક છેડા પર પદ્માસન ટેકવેલું છે, જેના પર કોઈ દેવ બિરાજ છે. આ આખા નાગમંડળને દેવો સમુદ્રની અંદર ક્યાંક લઈ જતા છે. આ દશ્યમાં કયો પૌરાણિક પ્રસંગ આલેખવામાં આવ્યો છે તે નક્કી થયું નથી.

જેહ–પુલુની ગુફામાં ૮૦ ફૂટ જેટલી લાંબી શિલ્પપંક્તિ કોતરેલ છે. એ બાલીની શિલ્પકળાનો અત્યુત્તમ નમૂનો છે. એમાં પર્ણકુટીન ઘાટનાં સુશોભિત ગૃહ, અરણ્યની પાર્શ્વભૂમિકા, મૃગયાની પ્રવૃત્તિ ને સ્ત્રી-પુરુષોની દેહાકૃતિ તેમજ એમની વેશભૂષા ખરેખર નોંધપાત્ર છે.

જાવામાં ઇસ્લામી સત્તા સ્થપાતાં ત્યાંના ઘણા વતનીઓ બાલીમ રહેવા આવ્યા, ત્યાર પછી પણ ત્યાં નવાં નવાં દેવાલય બંધાતાં રહ્યાં બાલીના અર્વાચીન દેવાલયમાં ત્રણ ચોક હોય છે. પહેલો ચોક ઘણું વાર છેક ખાલી હોય છે. કોઈ વાર એમાં બલિશાલા કે બલિસ્તંભ હોય છે. બલિશાલામાં લાકડાના સુશોભિત થાંભલા ને પાટડા પર સા અણીદાર છાપરું હોય છે. એની દીવાલો પર રામાયણ–મહાભારતના પ્રસંગ આલેખવામાં આવે છે. પહેલા ચોકમાંથી મુખ્ય દ્વારમાં થઈ બીજા ચોકમાં જવાય છે. એમાં અનેક બલિશાલા ને બલિસ્તંભ હોય છે. સાર્વજનિક દેવાલયની અંદર લાંબી બલિ–શાલા રાખવામાં આવે છે, જ્યાં ગામના લોકો પૂનમ ને અમાસને દિવસે એકઠા થઈ દેવની ઉપાસના કરે છે. એમાં એક છેડે દેવની પ્રતિમા મૂકેલી હોય છે. બીજા ચોકમાંથી એક સાદા દ્વારમાં થઈ ત્રીજા ચોકમાં જવાય છે. ત્યાં ગર્ભગૃહ હોય છે. એમાં અનેક મૂર્તિઓ, દેવાલયો, બલિકુંડો ને બલિસ્તંભો હોય છે. બ્રહ્મા, વિષ્ણુ ને શિવનાં દેવાલયોને મેરુ કહે છે. એમાં શિવનું દેવાલય વચ્ચે હોય છે ને એનું શિખર વધા.

ઊંચું હોય છે. સામાન્ય રીતે મેરુની રચના પ્રાચીન ગુહાક્ષયની રચના જેવી હોય છે : ચોરસ પીઠિકા, એના પર ચોરસ ગર્ભગૃહ, ને એના પર ઉત્તરોત્તર ઓછા કદના અનેક મજલાવાળું ઊંચું શિખર, જેની ટોચ પર લિંગ કે રત્નની આકૃતિ હોય છે. આ દેવાલયોની દીવાલોને તેમજ એના દરવાજાઓને શિલ્પ ને ચિત્રની સુંદર કૃતિઓથી સુશોભિત કરવામાં આવે છે. એમાં કાલમુખ, વેલ ને ગજની આકૃતિઓ તેમજ આખ્યાનોના પ્રસંગોનાં શિલ્પ પણ હોય છે. એકંદરે વિલક્ષણ ને વિભીષણ દેખાવનાં શિલ્પ વધારે સ્થાન ધરાવે છે, જેની પાછળ અનિષ્ટ–નિવારણનો હેતુ રહેલો જણાય છે. પૂર્ણમાન પ્રતિમાઓમાં સૌમ્ય તેમજ રૌદ્ર સ્વરૂપનાં અનેક દેવદેવીઓ ઉપરાંત દ્વારપાળો, ગરુડ, ગન્ધર્વો, કિન્નરો, અસુરો ને રાક્ષસોની પ્રતિકૃતિઓ જોવામાં આવે છે. બાલીમાં તો ભારતીય શૈલીની અસરવાળાં દેવાલયો ને શિલ્પોની પ્રણાલી હજી ચાલુ છે.

આમ ઇન્ડોનેશિયાના પ્રાચીન શિલ્પ–સ્થાપત્યમાં તેમજ બાલીના અર્વાચીન શિલ્પ–સ્થાપત્યમાં પણ ભારતના શિલ્પ–સ્થાપત્યની સ્પષ્ટ અસર રહેલી નજરે પડે છે.

# ખંડ ૬ : ભાષા

## ૨૧. સંસ્કૃત ભાષાની અસર

ઇન્ડોનેશિયામાં જે જુદીજુદી ભાષાઓ બોલાય છે તે ઑસ્ટ્રોનેશિયન જૂથની ભાષાઓ છે. જાવાનીઝ ભાષામાં अ इ उ ए ऍ ओ એટલા સ્વર છે. (જેમાં હ્રસ્વ-દીર્ઘના ભેદ નથી) ને क ग ङ च ज ञ ट ड त द न प ब म य र ल व स ह એટલા વ્યંજન છે. ઘણાખરા શબ્દ દ્વિશ્રુતિક (dissyllabic) હોય છે ને અક્ષરોમાં મોટે ભાગે વ્યંજન ને સ્વરનું આવર્તન થતું હોય છે. ઇન્ડોનેશિયાની વહીવટી, સાંસ્કૃતિક ને શૈક્ષણિક ભાષા તરીકે હાલ 'બહાસા (ભાષા) ઇન્ડોનેશિયા' નામે મલયભાષા પ્રયોજાય છે, પરંતુ એ ભાષા કરતાં ય જાવાનીઝ ભાષા બોલનાર જનોની સંખ્યા ઘણી (લગભગ ૩ કરોડ જેટલી) છે. આ ભાષાઓ પર સંસ્કૃત–પ્રાકૃત–તામિલ, ચીની, અરબી–ફારસી, પોર્ટુગીઝ, ડચ, અંગ્રેજી વગેરે અનેક ભાષાઓની ઓછીવત્તી અસર રહેલી છે.

શક સંવતના આરંભકાળથી ભારતીય જનો ઇન્ડોનેશિયામાં જતા ને વસતા હોઇને ત્યાં ભારતીય ભાષાઓની અસર ઘણી વહેલી શરૂ થઈ ગણાય. આઠમી સદી સુધીના આરંભિક શિલાલેખો પલ્લવલિપિના મરોડની ભારતીય લિપિમાં લખેલા છે. પરંતુ ઇન્ડોનેશિયામાં ભારતીય લિપિનો ઉપયોગ પલ્લવ સત્તાના ઉદય પહેલાં શરૂ થયો લાગે છે. પલ્લવલિપિમાંથી પ્રાચીન જાવાનીઝ કે કાવી (कवि) લિપિ વ્યુત્પન્ન થઈ ગણાય છે. સ્થાનિક લોકો એને अक्षर बुद्ध (બૌદ્ધ લિપિ) કહેતા, કેમકે ઇસ્લામના પ્રસાર પહેલાંના સાંસ્કૃતિક કાલને તેઓ બૌદ્ધ કાલ તરીકે ઓળખતા. અર્વાચીન જાવાનીઝ લિપિ એ આ 'કવિ લિપિ'નું જ રૂપાંતર છે. એની સાથે સામ્ય ધરાવતી બાલીનીઝ લિપિ તેમજ મધ્ય સુમાત્રાની બાતાકલિપિ પણ એ જ રીતે ભારતીય લિપિમાંથી ઉત્પન્ન

-થઈ જણાય છે. છેવટમાં ત્યાં આ પ્રાચીન લિપિઓના સ્થાને અરબી પ્રચલિત થઈ ને હવે તો અરબીને સ્થાને રોમન લિપિ પ્રયોજાવા લાગી છે.

બાલી ઉપરાંત સુમાત્રા, જાવા, બોર્નિયો, સિલિબિસ વગેરે ટાપુઓના અમુક પ્રદેશોમાં સંસ્કૃત ભાષાની સીધી અસર રહેલી છે. જાવાનીઝ ભાષા પર હાલ મલયભાષાનો ઘણો પ્રભાવ પડી રહેલો છે ને મલયભાષામાં રહેલાં સંસ્કૃત તત્ત્વો જાવાનીઝ ભાષામાં દાખલ થઈ રહ્યાં છે. દા. ત. મલયભાષામાં પ્રજાના અર્થમાં પ્રયોજાયેલો 'બંસ' (वंश) શબ્દ હવે જાવાનીઝ ભાષામાં યે પ્રચલિત થયો છે. એવી રીતે જાવાનીઝ ભાષાના સંસ્કૃત શબ્દ મલાયેશિયાની ભાષાઓમાં ય પ્રયોજાતા થયા છે. દા. ત. 'જક્સ' (अध्यक्ष) શબ્દ જાવાનીઝમાંથી આવેલ છે. મલયભાષાની અસર એટલી વ્યાપક છે કે ન્યૂ ગીની જેવા દૂરના ટાપુમાં યે 'રાજા' અને 'અર્ત' (अर्थ) જેવા કેટલાક સંસ્કૃત શબ્દ એની મારફતે દાખલ થયેલા દેખાય છે. સિલિબિસની ભાષાઓમાં ય 'કાષ', 'કુંચી' (કુંચી), કંડી (કુંડી), 'ગોલ્લ' (ગોળ), 'ગસ્સ' (कंस-कांसुं), 'મણિ', 'ચંદન', 'રૂપિયા', 'લિપ', 'લાભ' (लाभ) 'સાપાન' (सोपान), 'સુરગ' (स्वर्ग), 'સેવા', 'ગુરુડ' (गरुड), 'પુનિરી' (पुत्री), 'મકુત' (मुकुट), 'નાગ', 'સમુદ' (समुद्र), 'રાક્સસ' (राक्षस), 'ગુરુ', 'પતિ', 'પરેક્સા' (परीक्षा), 'પુવાસા' (उपवास), 'બત' (व्रत), 'દૂત', 'દેવ', 'દેવી', 'દેવતા', 'દોસ' (दोष), 'નરક', (नरक), 'રાજા', 'કાલ' 'સપત' (शपथ) વગેરે અનેક સંસ્કૃત શબ્દ દેખા દે છે. એમાંના ઘણા શબ્દ ત્યાં મલયભાષા મારફતે પ્રવેશ પામ્યા જણાય છે. એવી રીતે બાલીની પૂર્વે આવેલા ટાપુઓમાં પણ મલયભાષા મારફતે સંસ્કૃત શબ્દોની સ્પષ્ટ અસર થયેલી થયેલી નજરે પડે છે, દા. ત. મીન, ગદા, ગાંડીવ, ગિલિ (गिरि), ઇન્દ્ર, મન્ત્રી, પુસ્તક, પરભા (प्रभा), સેનાપતિ. બોર્નિયોની ભાષામાં પણ દંડ, જાલ, ગુણ, ગુરુ, રાજા જેવા અનેક સંસ્કૃત શબ્દ મળી આવે છે. સુમાત્રાની ભાષાઓમાં પણ આગમ, બાસા (भाषा), દોસ (दोष), ગજદ (गज), ગુરુ, નરક, રસ, રાજા, તપ, સુદ્દિ (सुद्धि-

બુદ્ધિ), ભિસ (વિષ), બૂમિ (ભૂમિ), ચરિતર (ચરિત્ર), ચિંતા, કતા (કથા), માસ, નામ, નગરી, પૂનમા (પૂર્ણિમા), રાહુ, તર્ક ઇત્યાદિ અનેક સંસ્કૃત શબ્દ તત્સમ કે તદ્ભવ રૂપે દેખા દે છે.

કેટલાક સંસ્કૃત શબ્દ જુદાજુદા ભાગમાં જુદાજુદા અર્થમાં પ્રયોજાયા છે; જેમકે 'બંસ' (વંશ) કુલ, કુટુંબ, જાતિ, પ્રજા, પ્રકાર, જ્ઞાતિ, આભિજાત્ય વગેરે જુદાજુદા અર્થ ધરાવે છે એવી રીતે કુલ, દેશ, ચામર, રાશિ, દેવતા, દૂત, ગુરુ, પંડિત, ભિક્ખુ વગેરે બીજા અનેક શબ્દોના પણ જુદાજુદા પ્રદેશમાં જુદાજુદા અર્થ ઘડાયા છે.

દક્ષિણ ભારતનો પૂર્વતટ પ્રદેશ આ દ્વીપો સાથે નિકટ સંબંધ ધરાવતો હોઈ, તામિલ તેલુગુ વગેરે દ્રાવિડ ભાષાઓએ ઇન્ડોનેશિયામાં ઠીકઠીક અસર જમાવી છે. મલાયા દ્વીપકલ્પમાં તો તામિલ ને તેલુગુમાં કેટલોક વ્યવહાર ચાલતો ! કેટલાક ભારતીય શબ્દ દ્રાવિડ ભાષાઓ મારફતે આયાત થવા લાગે છે, જેમકે 'પંદમ્' (વધ), પટમ્ (પટ્ટ), પત્રમ્ (પત્ર), બિસી (વૈશ્યા), નીલમ્, રાગમ્. પ્રાચીન-જાવાનીઝ 'ચવલી' શબ્દ તામિલ ભાષાના 'ચવળી'-'ચવુળી' સાથે સામ્ય ધરાવે છે, જે શબ્દ કોંકણના કિનારા પર આવેલા ચૌલ નામે બંદરના નામ પરથી વ્યુત્પન્ન થયેલો છે.

ઇન્ડોનેશિયામાં સંસ્કૃતનો સારો અભ્યાસ થતો એટલુંજ નહિ અગત્યનાં દસ્તાવેજો અને સાહિત્યિક લખાણ સંસ્કૃતમાં લખાતાં. બોર્નિયો, મલાયા ને જાવામાં મળેલા જૂનામાં જૂના લેખ સંસ્કૃતમાં લખાયેલા છે તે એનો સમય ૪ થી-૫મી સદીનો જણાય છે. જાવામાં સંસ્કૃત લેખ છેક ૧૪મી સદી સુધી લખાયા છે. ઇ-ત્સિંગે ઇન્ડોનેશિયાની મુલાકાત લીધી ત્યારે ત્યાં અશ્વઘોષનું 'બુદ્ધચરિત' લોકપ્રિય હતું ને ત્યાં પ્રવર્તતો હીનયાન મૂલસર્વાસ્તિવાદ નિકાયનો હતો, જેના ધર્મગ્રંથ સંસ્કૃતમાં હતા. આથી ત્યાં પાલિ સાહિત્યના ખાસ અવશેષ મળતા નથી. સ્વરવ્યંજન, કારકસંગ્રહ, કૃતમાલા (સંસ્કૃતભાષા), અમરમાલા, વૃત્તસંચય ઇત્યાદિ ગ્રંથો વ્યાકરણ, કોશ, છંદ દ્વારા થયેલા સંસ્કૃત ભાષાના સંગીન અભ્યાસનો ખ્યાલ આપે છે.

થઈ જણાય છે. છેવટમાં ત્યાં આ પ્રાચીન લિપિઓના સ્થાને અરબી પ્રચલિત થઈ ને હવે તો અરબીને સ્થાને રોમન લિપિ પ્રયોજાવા લાગી છે.

બાલી ઉપરાંત સુમાત્રા, જાવા, બોર્નિયો, સિલિબિસ વગેરે ટાપુઓના અમુક પ્રદેશોમાં સંસ્કૃત ભાષાની સીધી અસર રહેલી છે. જાવાનીઝ ભાષા પર હાલ મલયભાષાનો ઘણો પ્રભાવ પડી રહેલો છે ને મલયભાષામાં રહેલાં સંસ્કૃત તત્ત્વો જાવાનીઝ ભાષામાં દાખલ થઈ રહ્યાં છે. દા. ત. મલયભાષામાં પ્રજાના અર્થમાં પ્રયોજાયેલો 'બંસ' (વંશ) શબ્દ હવે જાવાનીઝ ભાષામાં યે પ્રચલિત થયો છે. એવી રીતે જાવાનીઝ ભાષાના સંસ્કૃત શબ્દ મલયેશિયાની ભાષાઓમાં ય પ્રયોજાતા થયા છે. દા. ત. 'જફૂસ' (अध्यक्ष) શબ્દ જાવાનીઝમાંથી આવેલ છે. મલયભાષાની અસર એટલી વ્યાપક છે કે ન્યૂ ગીની જેવા દૂરના ટાપુમાં યે 'રાજા' અને 'અર્ન' (अर्थ) જેવા કેટલાક સંસ્કૃત શબ્દ એની મારફતે દાખલ થયેલા દેખાય છે. સિલિબિસની ભાષાઓમાં ય 'કાવ', 'કોચી' (કુંચી), કંડી (કુંડી), 'ગોલ્લ' (ગોળ), 'ગસ્સ' (कंस-કાંસું), 'મણિ', 'ચંદન', 'રૂપિયા', 'લેપ', 'લાભ' (लाभ) 'સાપાન' (सोपान), 'સુરુગ' (स्वर्ग), 'સેવા', 'ગુરુડ' (गरुड), 'પુતિરી' (पुत्री), 'મકોત' (मुकुट), 'નામ', 'સમુદ' (समुद्र), 'રાકૂસસ' (राक्षस), 'ગુરુ', 'પતિ', 'પરેકૂસા' (परीक्षा), 'પુવાસા' (उपवास), 'બ્રત' (व्रत), 'દૂત', 'દેવ', 'દેવી', 'દેવતા', 'દોસ' (दोष), 'નરક', (नरक), 'રાજા', 'કાલ' 'સપત' (शपथ) વગેરે અનેક સંસ્કૃત શબ્દ દેખા દે છે. એમાંના ઘણા શબ્દ ત્યાં મલયભાષા મારફતે પ્રવેશ પામ્યા જણાય છે. એવી રીતે બાલીની પૂર્વે આવેલા ટાપુઓમાં પણ મલયભાષા મારફતે સંસ્કૃત શબ્દોની સ્પષ્ટ અસર થયેલી થયેલી નજરે પડે છે, દા. ત. મીન, ગદા, મંડીલ, ગિલિ (गिरि), ઇન્દ્ર, મન્ત્રી, પુસ્તક, પરમા (प्रमा), સેનાપતિ. બોર્નિયોની ભાષામાં પણ દંડ, જાલ, ગુણ, ગુરુ, રાજા જેવા અનેક સંસ્કૃત શબ્દ મળી આવે છે. સુમાત્રાની ભાષાઓમાં પણ આગમ, બાસા (भाषा), દોસ (दोष), ગજહ (गज), ગુરુ, નરક, રસ, રાજા, તપ, સુદ્ધિ (शुद्धि–

પણ ત્યાંની ભાષામાં મોજૂદ છે.

મનુષ્ય નામોમાં સંસ્કૃત નામો અદ્યાપિ પ્રચલિત છે. પ્રાચીન રાજાઓ વગેરેનાં સંસ્કૃત નામોનાં અનેક દૃષ્ટાન્ત મળે છે. હાલ પણ સુકર્ણ, સુમિત્ર, સુજન, સુમન્ત્રી જેવાં અનેક નામ પ્રચલિત છે. સુન્દર, સુન્દરી, દર્શન, નિપુણ જેવાં ટૂંકાં નામ કરતાં ધર્મવિજય, સૂર્યપ્રણત, દ્વિજાત્મજ, સુશીલવતી જેવાં લાંબાં નામ વધુ પ્રચલિત છે. એવી રીતે ભૌગોલિક નામોમાં પણ અનેક સંસ્કૃત નામ દેખા દે છે અર્વાચીન 'જોગ્યાકર્તા'માં 'અયોધ્યા'+'કૃત' હોવાનું જણાય છે, જેમાં 'કૃત'માં આબાદ–સલામતનો અર્થ અભિપ્રેત છે. સુખભૂમિ, સુખધાન, ગોપુર, અશોકવન ઇત્યાદિ અનેક નામ અદ્યાપિ પ્રચલિત રહ્યાં છે. ઇન્ડોનેશિયાના પાટનગરના 'જાકાર્તા' નામમાં 'જયકૃત' અભિપ્રેત છે. મદુરા, લિંગ, સુંદ (શુદ્ધ), સુમાત્રા,[1] જાવા[2] વગેરે નામોમાં સંસ્કૃત મૂળ રહેલું કે ઉપજાવેલું નજરે પડે છે.

---

૧. મૂળ નામ 'સમુદ્ર' હોવા વિશે અગાઉ જણાવવામાં આવ્યું છે (પૃ. ૯). પરંતુ દ્વીપના નામ તરીકે એ વિચિત્ર લાગે છે. આથી કેટલાક એની ઉત્પત્તિ 'સુમાત્રા'માંથી ઘટાવે છે ને એને 'સુવર્ણ'નો પર્યાય લેખે છે, જેમાં 'સુવર્ણદ્વીપ'નો અર્થ અભિપ્રેત છે.

૨. 'યવ'–'જવ' મૂળ શબ્દ હોવા વિશેની ચર્ચા અગાઉ કરવામાં આવી છે (પૃ. ૯). જવ એ જાવાનો મૂળ પાઠ ન હોઈને, કેટલાક વિદ્વાન યવ=બાજરી અથવા ધાન્ય એવો અર્થ ઘટાવીને યવદ્વીપ=બાજરીનો ટાપુ અથવા ચોખાનો ટાપુ એવો અર્થ તારવે છે. કદાચ 'જાવા', જે તળપદ જાવાનીઝમાં 'અસલ'નો અર્થ ધરાવે છે, તે મૂળમાં 'ઇન્ડોનેશિયન, મૂળવતની' એવો અર્થ ધરાવતો તળપદ શબ્દ હશે અને ભારતીય યાત્રિકો ને વસાહતીઓએ ज નો य કરી 'યવ' એવું સંસ્કૃત રૂપાંતર ઉપજાવ્યું હશે એવો પણ એક મત છે, જે લક્ષમાં લેવા જેવો છે. આરબ મુસાફરોએ 'જાવા' નામ પહેલાં પારોના સુમાત્રા ટાપુને, પછી સુમાત્રા ને જાવા બન્નેને. ને છેવટે ઇન્ડોનેશિયાના મુસ્લિમોને લાગુ પડ્યું, જ્યારે જાવાના ભારતીય જનોએ 'યવ' નામ માત્ર જાવાને જ લાગુ પાડ્યું હતું.

સંસ્કૃત શબ્દોના તદ્ભવ રૂપોમાં વિવિધ રૂપાંતર નજરે પડે છે. 'સિલોક' (શ્લોક), 'સુવેદ' (સ્વેદ), 'પુતરી' (પુત્રી), 'અગોનિ' (અગ્નિ) ઇ.માં સ્વરભક્તિ રૂપાંતર થયેલાં છે. 'નલેન્દ્ર' (નરેન્દ્ર), 'લુદિર' (રુધિર), 'લાત્રિ' (રાત્રિ) ઉપરાંત 'ગૂમિ' (ભૂમિ), 'જલિત' (લલિત), 'દિગ્દય' (દિગ્જય) ઇ. માં વિષમપરિવર્ત થયેલ છે. 'પરિંતોષ' (પરિતોષ), 'અંગસ્ત્ય' (અગસ્ત્ય), 'મિંતુન' (મિથુન), 'અંત્યંત' (અત્યંત) ઇ. માં અનુનાસિક-વૃદ્ધિ દેખા દે છે. 'સાંકાલ' (શાકકાલ), ગિન (ઇંગિત) ઇ. માં વર્ણલોપ જોવા મળે છે. 'પ્રુવ' (પૂર્વ), 'પ્રવત' (પર્વત), 'લસ્ક' (લક્ષ), 'પલ્વ' પ્લવ, 'દર્વ' (દ્રવ), 'અનરવત' (અનવરત) ઇ. માં અક્ષર-વિપર્યાસ થયેલો છે. સંસ્કૃત 'ઐ'ને બદલે 'એ' ને 'ઔ'ને બદલે 'ઓ' લખાતો, જેમકે 'કેવલ્ય' (કૈવલ્ય), 'કોપીન' (કૌપીન). કેટલીક વાર 'એ'નો 'ઇ' ને 'ઓ'નો 'ઉ' થઈ જતો, જેમકે 'વિસ્મ' (વેશ્મ), 'ગુપુર' (ગોપુર). કોઈવાર આથી ઊલટું ય જોવા મળે છે, જેમકે 'ગડિવ' (ગાંડીવ), 'દેવસ' (દિવસ), 'નોપુર' (નૂપુર). 'મિયૂર' (મિયૂરી), 'પ્રિયોગ' (પ્રયોગ), 'સુપત' (શપથ), 'સિપાન' (સોપાન) ઇ. માં અન્યવિધ સ્વર-વિપર્યાસ નજરે પડે છે. 'દ્દોજ' (ધ્વજ) 'સોપ્પ' (સ્વપ્ન), 'બાસા' (ભાષા), 'બૂમિ' (ભૂમિ), 'ઇમ' (હિમ), 'અસ્ત' (હસ્ત), 'બર્મા' (બ્રહ્મા), ઇ. માં બીજી જાતનાં રૂપાંતર રહેલાં છે. 'મેસ' (મહિષ) 'વિવા' (વિવાહ) ઇ. માં હકારના લોપ દ્વારા સંકોચ થયેલ છે. 'ગંપિત' (કંપિત), 'જંજલ' (ચંચલ), 'જોગી' (યોગી), 'વન્ધુ' (બન્ધુ), 'બાયુ' (વાયુ), ઇ. માં વ્યંજન-વિપર્યાસના વિવિધ પ્રકાર દેખા દે છે. 'પંતિ' (પંક્તિ), 'સાસાત' (સાક્ષાત્), 'સીકાર' (સ્વીકાર), ઇ. માં યુક્તાક્ષરનું સરલીકરણ નજરે પડે છે. 'દય' (હૃદય), 'સય' (આશ્રય), 'પાય' (ઉપાય), 'રહી' (વિરહી), 'રિક્સા' (પરીક્ષા) ઇ. માં અક્ષરલોપ જોવા મળે છે; 'દિત' (આદિત્ય), 'નેક' (અનેક), 'સોક' (અશોક) ઇ. માં પણ. 'ઇયત્ન' (યત્ન), 'ઇયુક્તિ' (યુક્તિ), 'અસ્મર' (સ્મર) ઇ. માં 'ઇસ્ત્રી' ને 'અસ્નાન'ને મળતાં આદિ-સ્વરવૃદ્ધિનાં દૃષ્ટાંત દેખા દે છે. 'બ્યાબ્ય' (વાયવ્ય), 'મ્રાજ' (મહારાજ) ઇ. માં અન્તઃસ્થ સ્વર દ્વારા થતો સંકોચ

જોવામાં આવે છે.

'ગજહ' ને 'ધનમ' જેવા શબ્દોમાં પ્રથમા એકવચનનાં રૂપ અપનાવાયાં છે. 'આત્મા', 'કામી', 'વ્રતી', 'પક્ષી' ઇ. માં પણ. 'પરિચારી' (પરિચારિકા), 'કુટુંબી' (કુટુંબિની), 'કૃપિણી' (કૃપી), 'વસુંધરી' (વસુંધરા) જેવાં વિચિત્ર રૂપ નોંધપાત્ર છે. 'દેવ' >'દેવી'ની જેમ 'સુમનસ' > 'સુમનસી', 'તપ' > 'તપી' ને 'દેવતી' જેવાં રૂપ પ્રયોજાતાં ! 'માર્ગી' ને 'અપ્સરી' પણ આ પ્રકારનાં રૂપ ગણાય.

'શાપ', 'કોટ', 'અર્થ', 'ફલ', 'પૂર્વ', 'સેવા' ઇ. સંસ્કૃત શબ્દોના ભિન્નભિન્ન અર્થ પ્રયોજાયા છે. 'ઇયુક્તિ' = ૧. સુક્તિ; ૨. વ્યક્તિ, 'ઉન્તર' = ૧. ઉત્તર; ૨. અંતર—એવી રીતે કેટલાક ભિન્ન શબ્દો તદ્ભવ રૂપાંતરમાં સરખા થઈ ગયા છે.

એક દેશના શબ્દ બીજા દેશમાં પ્રયોજાય ત્યારે એના અર્થમાં ઘણીવાર પરિવર્તન થતું હોય છે. દા. ત. 'આગમ' શબ્દ ઇન્ડોનેશિયામાં ધર્મના અર્થમાં વપરાય છે ને ઇસ્લામ તેમજ ખ્રિસ્તીધર્મને માટે ય પ્રયોજાય છે। 'પંડિત' ખ્રિસ્તી પાદરી માટે ને 'પુવાસ' (ઉપવાસ) મુસ્લિમોના રોજા માટે વપરાય છે। 'ભોજન–શુચિ' એ ખ્રિસ્તીઓના 'પવિત્ર ભોજન' માટે પ્રયોજાય છે। 'પુંગવ' નેતાનો અર્થ ધરાવે છે. દુર્જન = ગુનેગાર ને ગુરુ = (શાળાના) શિક્ષક એવો મર્યાદિત અર્થ થાય છે. 'લોક' લોકાપવાદનો ને 'ક્ષેત્ર' શ્મશાનનો સંકુચિત અર્થ ધરાવે છે. એથી ઊલટું, 'કોકિલ' = પક્ષી, 'તક્ષક' = સર્પ, 'નર્મદા' = નદી, 'મેરુ' = પર્વત, એવી જાતનો અર્થવિસ્તાર પણ નજરે પડે છે. 'ભારત યુદ્ધ' ને 'ત્રિવિક્રમ' જેવા બીજા કેટલાક શબ્દ પણ વિસ્તૃત અર્થ ધરાવે છે. 'ઉદય' ઉદયગિરિ માટે ને 'વનવાસ' વન માટે પ્રયોજાય છે। ને 'ચંડી' દેવાલય માટે।

કેટલાક સંસ્કૃત શબ્દો (દા. ત. મૂલ, ભેદ, પૂજા, વૃદ્ધિ)નાં મૂલ પરથી એવા ઇન્ડોનેશિયન શબ્દો પ્રયોજવામાં આવ્યા છે કે જેનાં મૂલ

હાલ એકદમ ઓળખાય પણ નહિ. ઇન્ડોનેશિયન લેખકો પોતાની ભાષામાં કેટલીક વાર એવા નવા શબ્દ પ્રયોજતા, જે સંસ્કૃત પદો પરથી સાધિત થયેલા હોવાનું સ્પષ્ટ થાય છે, જેમકે 'તિગ-મત' એ 'ત્રિ-નેત્ર'ના પર્યાયરૂપે છે. પ્રાચીન સાહિત્યનાં વપરાયેલા કેટલાક શબ્દ અદ્યાપિ પ્રચલિત રહ્યા છે, જ્યારે બીજા કેટલાક શબ્દ લુપ્ત થયા છે. બોલાતી ભાષાઓમાં કેટલાક શબ્દ તદ્‌ભવ રૂપે બોલાય છે, જ્યારે સાહિત્યિક ભાષામાં એનાં તત્સમ રૂપ પ્રયોજાય છે.

૧૯મી સદીના ઉત્તરાર્ધમાં મુદ્રણાલયો, વર્તમાનપત્રો ને સામયિકો શરૂ થયાં ને ૨૦મી સદીના પૂર્વાર્ધમાં ખૂબ પ્રચલિત થયાં. પશ્ચિમની પ્રાગતિક સાંસ્કૃતિક ભાવનાઓને ઝીલવા માટે ઇન્ડોનેશિયાની ભાષાઓને ખાસ કરીને 'બહાસા( ભાષા ) ઇન્ડોનેશિયા' તરીકે વિકસતી અર્વાચીન મલયભાષાને નવાનવા ભાવોને વ્યક્ત કરવાની ક્ષમતા ખીલવવી પડે છે. એની આ ખીલવણીમાં અરબી ને યુરોપીય ભાષાઓ ઉપરાંત સંસ્કૃત ભાષા પણ મહત્ત્વનો ફાળો આપી રહી છે એ અહીં ખાસ નોંધપાત્ર છે. દા. ત. વંશ, રસ, આશ્રમ, આચાર, જગત, મૂલ્ય, વિચક્ષણ, પ્રિય, મહારાજ, ઇંદ્રિય, ઉત્તમ, સ્વયંવર, સર્વકાન્ત, જીવાત્મા, એની રીતે હાલ 'બહુશાસ્ત્ર' કોશ માટે ને 'પરમશાસ્ત્ર' વ્યાકરણ માટે પ્રયોજાય છે. એલચી માટે 'દૂત', સામયિક માટે 'કાલ-વાર્તા', હવાઈ જહાજ માટે 'પક્ષ(પ્લવ) ઉદર' ઇત્યાદિ. આમ ઇન્ડોનેશિયાની ભાષાઓ પર ભારતીય ભાષાઓની – ખાસ કરીને સંસ્કૃતની – અસર પ્રાચીન કાલથી પ્રસરવા લાગી હતી, મધ્યકાલ દરમ્યાન પ્રબળ ને વ્યાપક બની હતી ને હાલ પણ અમુક પ્રમાણમાં પ્રચલિત રહેલી છે.

ઇન્ડોનેશિયામાં વ્યાપેલી ભારતીય સંસ્કૃતિના આ વિહંગાવલોકન પરથી સ્પષ્ટ થાય છે કે અગ્નિ એશિયામાં આવેલા આ દ્વીપસમૂહ સાથે ભારતીય વેપારીઓ ને વસાહતીઓ પ્રાચીન તેમજ મધ્યકાલ

દરમ્યાન ઘણો ગાઢ સંબંધ ધરાવતા હતા ને એ સંબંધને પરિણામે ત્યાંના રાજકારણમાં, રાજ્યશાસનમાં, ધર્મમાં, સાહિત્યમાં, સ્થાપત્યમાં, શિલ્પમાં, ભાષામાં, લિપિમાં ને કાલગણનામાં ભારતીય સંસ્કૃતિની પ્રબળ અસર પ્રવર્તતી હતી, જેના અવશેષ અમુક પ્રમાણમાં અદ્યપર્યંત મોજૂદ રહેલ છે. ભારત અને ઇન્ડોનેશિયા વચ્ચેનો આ અતીત સાંસ્કૃતિક સંબંધ એ બે દેશો વચ્ચેના વર્તમાન તેમજ ભાવી સંપર્કને માટે ઘણો પ્રેરક ગણાય.

